

# ભગવદ્ભજનમંજરી

સાહિત્ય સંગ્રહની પ્રથમ પ્રસાદી.

( પૂર્વાર્ધ )



પદ

"રસિયા રસને પ્રીછતા, અદ્ભુતરસ-રસછંદ;
"ભાવનિર્બંધ તો ભોગીને, જોગીને ભવફંદ !
"એ જોગીને ભવફંદ—મંજરીએ મનડું૦"

પ્રકટકર્તા

કિં. એક રૂપિયો.

પંડિત શ્રી હિંમતિરામ શર્મા.
મુંબઇ.



# ભગવદ્‌ભજનમંજરી

સાહિત્ય સંગ્રહની પ્રથમ પ્રસાદી.

( પૂર્વાર્ધ )

ભાવિક ભક્ત જનોના હિતાર્થે


પ્રકટકર્તા

પંડિત શ્રી હિંમતરામ શર્મા મહારાજ

"શ્રી ભગવદ્ધર્મ પાઠશાળા" ના પ્રવચનકાર.

માધવબાગ—મુંબઈ નં. ૪




શ્લોક

" વીતરાગભયક્રોધા મન્મયા મામુપાશ્રિતાઃ
" બહવો જ્ઞાનતપસા પૂતા મદ્‌ભાવમાગતાઃ॥ "

ભ. ગીતા. અ. ૪-૧૦

અર્થઃ—રાગાદિ દોષો વિનાના, મ્હારૂં ધ્યાન ધરનારા અને મ્હને અનુસરી સ્વવર્ણાશ્રમધર્મોનું પાલન કરનારા, ઘણાએ જ્ઞાની—ભક્તો જ્ઞાનતપવડે પવિત્ર થઇ મને પામ્યા છે.


મુંબઇ

સંવત ૧૯૯૭ પ્રથમાવૃત્તિઃ પ્રત ૧૦૦૦

કિં. એક રૂપિયો



પ. શ્રી હિંમતિરામ શર્મા મહારાજ.

શ્રી ભગવદ્ધર્મ પાઠશાળાના પ્રવચનકાર

માધવબાગ, મુંબઈ.

# ભૂમિકા

"ભગવદ્‌ભજનમંજરી" એટલે ભગવદ્‌ભાવ પ્રકટાવે એવાં ભજનોની મંજરી. "अद्वेष्टा सर्वभूतानां" એ આદિ ભ. ગીતા, અ. ૧૨ માં ધર્મ્યામૃતરૂપે કહેલા સર્વ ભગવદ્‌ભાવો તેજ આ ભ. ભજન મંજરીના ભજનોનો ફલિતાર્થ—મુખ્ય પ્રયોજન છે, જેનો સુદૃઢ પરિપાક થતાં ભગવત્સાક્ષાત્કાર થાય છે. "एषा ब्राह्मी स्थितिः पार्थ"( ભ. ગી. ૨-૧૨ ) આ બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરનાર પુરૂષ ફરી મોહ પામતો નથી, પણ બ્રહ્મ નિર્વાણ-પદ—મોક્ષને મેળવે છે. અનુભવી મહાનુભાવોનું વચન યથાર્થ છે કે—"ભજનારો પણ ભજતાં ભજતાં ભાન ભુલી ભગવદ્ બની જાયે—" કીટ ભ્રમર ન્યાયે ભક્ત નરનો નારાયણ થાય છે.

પણ અહિં એક પ્રશ્ન પુછાય છે, શું ભ. ભજનમંજરીના ભજનોથી આવો દુર્લભ ભગવદ્‌ભાવ કે ભગવત્સાક્ષાત્કાર થઇ શકે છે ? સાંભળો. આવો પ્રશ્ન તો ભગવદ્‌ભજનના અને ભજનને યોગ્ય અધિકારી જનના વાસ્તવિક સ્વરૂપોને નહિ સમજવાથી, અથવા તે સંબંધી ઘટતો વિચાર નહિ કરવાથીજ થઇ શકે. માટે આપણે તેનો પ્રથમ વિચાર કરીએ.

તુલસીના પવિત્ર રોપાની પેઠે આ ભ. ભજન મંજરીના રોપાને પણ તેને ભાવતી ભૂમિ જોઇએ, તે વિના ભજનમંજરીનો રોપો ઉછેરાતો નથી તો ફાલે ફળે તો શાનોજ ? સદાચારી સ્વધર્મનિષ્ઠ શ્રદ્ધાળુ મનુષ્યોનાં પવિત્ર હૃદયો આ ભજન મંજરીના પવિત્ર રોપામાટે ભાવતી ભૂમિ જેવાં છે, તેવા હૃદયોમાંજ ભગવદ્‌ભજનનો પવિત્ર રોપો સરલતાથી ઉછેરાય છે

અને ફાલે ફળે છે. કારણ "यतोऽभ्युदयनिःश्रेयस्सिद्धिःस धर्मः।" (વૈશે. દર્શન) સ્વર્ગોપવર્ગીય સર્વ ઉન્નતિઓનું મૂળ ધર્મ છે અને "आचारःप्रथमो धर्मो धर्मस्तु प्रभुरुच्यते।" એ ધર્મનું મૂળ સદાચાર છે, તેમ વેદ પ્રણિહિત ધર્મ પણ સ્વયંબ્રહ્મ-ભગવત્સ્વરૂપ છે એવો શાસ્ત્રસિદ્ધાંત છે. તેથી સદાચારી સ્વધર્મનિષ્ઠ શ્રદ્ધાળુ મનુષ્યોજ ભગવદ્ભજનના તેમ ભગવદ્ભજન મંજરીના પણ સાચા મુખ્ય અધિકારીઓ છે. તેમના પવિત્ર હૃદયોમાંજ ભજનો ભગવદ્ભાવ પ્રકટાવે છે અને તેમનેજ ભગવત્સાક્ષાત્કાર થાય છે. બીજા દુરાચારી પુરૂષોના અપવિત્ર હૃદયોમાં ભજનોની કંઇજ અસર થતી નથી. તેમને ભગવત્સાક્ષાત્કાર થતોજ નથી, "न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः।" (ભ. ગીતા ૭–૧૫) ભગવદ્ભજનને યોગ્ય અધિકારીનું સ્વરૂપ કહેવાયું. હવે ગ્રંથપ્રતિપાદ્ય મુખ્ય વિષય ભજનોનું સ્વરૂપ વિચારીએ. ઘણા લોકો ભજનનું વાસ્તવિક સ્વરૂપ સમજતા નથી અને તેથી લોકવ્યવહારમાં ભજનને નામે ઘણી અનર્થકરી અંધ પરંપરા ચાલી રહી છે. પણ પાણી વલોવે કંઇ માખણ નીકળે છે? માટેજ ભજનનું વાસ્તવિક સ્વરૂપ સમજવાની ખાસ જરૂર છે. "ભજ સેવાયાં"-ભજ ધાતુ સેવાના અર્થમાં યોજાયો છે, તેથી ભજન શબ્દનો અર્થ પણ સેવા કે સેવના એવો થાય. પણ સેવા એટલે શું? ભગવત્સેવા કોને કહેવી? "चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा" ચિત્તની પ્રભુ પરાયણતા તે સેવા. તેની સાધનરૂપા બીજી બે તનુજા અને વિત્તજા, એટલે કે કાયાથી થતી સેવા અને દ્રવ્યાદિથી થતી સેવા–એમ ત્રણ પ્રકારની સેવા ભજનના અર્થમાં શ્રીવલ્લભાચાર્યચરણે કહી છે. તેમ વૈદિક પદ્ધતિથી ભજનનું ત્રિવિધ સ્વરૂપ

દર્શાવતાં ગીતાકાર ભગવાન્ શ્રીકૃષ્ણે સ્પષ્ટપણે કહ્યું છે કે-"सततं कीर्तयंतो मां" (ભ. ગીતા ૯-૧૪) મહાત્મા ભગવદ્ ભકતો ભકિતવડે ત્રણ પ્રકારે ભજન કરીને નિત્યયુકત થતા મને ભજે છે. "मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु" (ભ. ગી. ૧૮-૬૫) ૧ કાયા વડે વર્ણાશ્રમ ધર્માનુષ્ઠાનોમાં દ્રઢ વ્રતધારી થઇ યજ્ઞદાન તપ આદિ કર્મો નિષ્કામપણે કરીને, ૨ વાણીવડે સતત ભગવદ્ગુણાનુંવાદરૂપ સ્તુતિ-સ્તોત્ર-ભજનાદિ કીર્તનો કરીને, અને ૩ આત્માવડે પ્રભુ ચરણમાં ચિત્તને જોડવારૂપ ભગવદ્ધ્યાન કરીને. એમ ત્રિવિધ પ્રકારે ભજી મને પામે છે. તેમાં "योगिनः कर्म कुर्वाति संगं त्यक्त्वात्मशुद्धय" (ભ. ગીતા ૫-૧૧) પ્રથમ કાયિક નિષ્કામ કર્મયોગવડે મુખ્યત્વે અંતઃકરણની વિશુધ્ધિ થતાં ભક્તને વિષયોમાં વિરાગ થાય છે. પછી વાચિક-ભગવદ્ ગુણાનુવાદરુપ ભક્તિયોગવડે પ્રભુપ્રેમ પ્રકટ થતાં ચિત્તની એકાગ્રતા સાથે તેમનાં હૃદયમાં સર્વ ભગવદ્ભાવોનો ઉદ્રેક થાય છે. तदा रजस्तमो भावा: (ભા. ૧-૨-૧૯) અને છેવટે માનસિક-અધ્યાત્મયોગવડે આત્માનુસંધાન ભગવદ્ધ્યાન કરવાથી "ध्यानेनात्मानि पश्यंति" તેમના જીવભાવનો વિલય થતાં તેમને ભગવત્સાક્ષાત્કાર થાય છે. એ રીતે વિધિપૂર્વક ભગવદ્ ભજન કરવાથી 'तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्' (પાતંજલદર્શન), દ્રષ્ટાજીવની સ્વ સ્વરૂપમાં અવસ્થિતિ-સાયુજ્યતા થાય છે. અર્થાત્ ભજનનું વાસ્તવિક સ્વરૂપ-"कायेन वाचामन-सेन्द्रियैर्वा" (ભાગવત ૧૧-૨-૩૬) કાયિકાદિ સર્વ શુભ ક્રિયાઓ વડે અને શુભ ભાવનાઓ વડે પૂર્ણભાવથી થતી જીવની ભગવત્પરાયણતા એ છે. કર્મોપાસના અને જ્ઞાનયોગ વડે સર્વભાવે ઇશ્વરાભિમુખ થવું તેનું નામ ભજન છે. અને એવા ભજનથી જ પરા શાંતિરૂપ શાશ્વત પદની પ્રાપ્તિ થાય છે. "तमेव शरणं गच्छ"

(ભ. ગી. ૧૮-૬૨) એકલું કર્મ, એકલી ભક્તિ કે એકલું જ્ઞાન શોભતું નથી, કારણ તે સર્વ નિરર્થક છે એ ભક્તિ નથી, ભજન નથી, કર્મ નથી, જ્ઞાન પણ નથી. नैष्कर्म्यमप्यच्युतभाव. (ભા. ૧-૫-૧૨.) નથી, કર્મ આ રીતે ભજનનું વાસ્તવિક સ્વરુપ શું છે અને ભ. ભજન મંજ- રીનો પ્રતિપાદ્ય વિષય શો છે, તે કહેવાયું અને સાથે ભ. ભજનથી ભગવત્સાક્ષાત્કાર શી રીતે થઇ શકે એ મૂળ શંકાનું પણ યથામતિ નિરસન કરાયું.

હવે ભજનમંજરીના પ્રકાશનનો હેતુ પણ કહીએ. ભજનોનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં રહે છે; તેમાં લોકોપયોગિતાની દ્રષ્ટિએ આ ભજનમંજરીમાં વિશેષ શું છે? અને તેના પ્રકાશ-નનો હેતુ શો છે તે દર્શાવવાની પણ જરુર છે.

શાસ્ત્રપ્રતિપાદિત ભજનનું વાસ્તવિક સ્વરૂપ લક્ષમાં રાખીને આ ભજનમંજરીની રચનામાં ત્રણકાંડ રાખેલા છે. પ્રથમ કાંડમાં સદાચારની શિક્ષા સાથે વૈદિક વર્ણાશ્રમ ધર્માચ્ઠાન રુપે સંધ્યા-દિ નિત્ય કર્મો અને ભોજન શયનાદિ વ્યવહારોની સરહસ્ય પ્રયોગપદ્ધતિઓ આપી-દિનચર્યા અને રાત્રિચર્યાનો સદ્બોધ અપાયો છે. બીજાકાંડમાં નીતિ ધર્મોનો ઉપદેશ આપી દુરાચાર અને દુર્ગુણોનો પરિત્યાગ કરાવવા અને ભગવદ્ ભાવોની અભિ-વૃધ્ધિ કરાવવા ઇષ્ટદેવોનાં સ્તુતિ સંગ્રહો, ભગવલ્લીલાનાં વિવિધ પદો સાથે જ્ઞાનભકિત વૈરાગ્ય પરિપોષક એવાં ભજનોનો સદ્બોધ અપાયો છે. તેમ છેલ્લા ત્રીજા કાંડમાં ભગવદ્ધ્યાનને ઉપકારક ભગવત્સાક્ષાત્કારના હેતુભુત એવાં યોગાભ્યાસ અને તત્ત્વનિષ્ઠાનાં પ્રતિપાદક ભજનોનો સદ્બોધ અપાયો છે. આ સર્વ પ્રબંધનો હેતુ સામાન્ય જનતા જે અત્યારે સ્વધર્મકર્મથી વિમુખ થતી જાય છે, તેમને ધર્મનો-સ્વકર્તવ્યનો અને તેના વાસ્તવિક સ્વ-

રૂપનો કંઇક બોધ થાય અને તેઓ પુનઃ સ્વધર્મ પરાયણ થાય એ રીતે ધર્મનો અને ભક્તિ ભજનનો સાચો માર્ગ બતાવવો એ છે. અને તેટલા માટેજ આ સાહિત્ય પ્રવૃત્તિનો મ્હારો પ્રયાસ છે. વળી આ સાહિત્યની રચના સરલ ગુજરાતી ભાષામાં જ કરાઈ છે, જેનો લાભ સર્વ કોઇ સ્ત્રી પુરુષો લઇ શકે છે. અને ધારે તો તેઓ સાહિત્યને સરલપણે કંઠસ્થ કરી શકે છે. આમાં કાંઇ પાંડિત્ય બતાવ્યું નથી પણ સર્વજન સુલભ સાદો બોધ કરાયો છે. સારાંશ, આમાં બનતા પ્રયત્ને અનુભવી ભગવદ્-ભક્તોનાં કંઠસ્થ સાહિત્યની પ્રસાદીરુપ વીણી વીણીને સંગ્રહ કરેલાં ભજનોની રસથાળ પીરસી છે, જેના સેવનથી અધિકારી જનોનાં હૃદયોમાં ભજનાનંદની રસછોળો સદાએ છલકાતી રહે. આવાં પુસ્તકોની ઉપયોગિતા કેટલી છે અને કેટલે અંશે આ પ્રવૃત્તિદ્વારા મ્હારા ધ્યેયને હું અનુસરી શક્યો છું, તેનો નિર્ણય કરવાનું કામ વિદ્વજજનોનું છે. મેં તો જન સાધારણની પરિસ્થિતિ વિચારી તેમના યોગ્ય લોક સેવારૂપે લોકભાષામાં આ સાહિત્ય સામગ્રી પીરસી છે, અને તે જનતા જનાર્દનને ચરણે ધરી છે. એટલે એમાંથી જેમને જેટલું રુચે તેટલું તેઓ ગ્રહણ કરે, ન રુચે તેટલું રહેવા દે, એ મારી વાંચકવૃંદને પ્રાર્થના છે. મારી પેઠે થોડાને પણ આ સાહિત્ય સંગ્રહ પ્રસન્ન કરશે તોએ બહુ છે! હવે રહી આભાર માનવાની વાત.

સ્વર્ગ. શેઠ ઇશ્વરદાસ ત્રિભુવનદાસના પુણ્ય સ્મારક રૂપ માધવબાગની "શ્રી ભગવદ્ધર્મ પાઠશાળા"ના સંચાલકો શ્રીમાન શેઠ મનોહરદાસ ત્રિભુવનદાસ અને શ્રીમાન્ શેઠ ધર્મદાસ ત્રિભુવનદાસનો હું અહિં આ તકે આભાર માનુ છું; કારણ કે તેમણે પ્રવચનકાર તરીકે એ પાઠશાળામાં મ્હારી નિયુક્તિ કરી

છે, જેને લીધે નિત્યનાં ધાર્મિક પ્રવચનોદ્વારા બોધ આપવાના મ્હારા કાર્યની સાથે સાથે શુભેચ્છાપૂર્વક આવી સાહિત્ય પ્રવૃત્તિ દ્વારા પણ લોક સેવા કરવાની મને તક મળી શકી છે, જેનો લાભ ઘણા સંભાવિત સજ્જનો વ્હેનો ને ભાઈઓ લેતા રહ્યા છે અને લેશે.

વળી હાલના મુંબઈમાં ચાલુ રહેતા કોમી રમખાણોના જેવા ભયંકર પ્રસંગમાં પણ કેટલીક અડચણો વેઠીને પોતાના પ્રેસમાં આ પુસ્તક સત્વર પ્રકટ કરી આપવાનો શ્રમ લેનાર અને મને ધીરજ આપનાર મારા સ્નેહિ ઠક્કર જાદવજી પીતાંબર—શ્રી આનંદ પ્રિ. વર્કસના માલીકનો પણ આભાર માનું છું. છેલ્લે આવા ભયંકર પ્રસંગને લીધે અને પુસ્તક જલદી પ્રસિદ્ધ કરવાની આતુરતાને લીધે પ્રુફો તપાસવાનું કાર્ય કાળજી ભરી રીતે થઈ શક્યું નથી અને તેથી કેટલીક અશુદ્ધિઓ ભાષાશાસ્ત્રની દ્રષ્ટિએ રહી જવા પામી છે તેને માટે વાંચક વૃંદની હું ક્ષમા માગું છું અને જાણકાર વર્ગ સુધારીને વાંચે એવી વિજ્ઞપ્તિ કરૂં છું. આ ભજન મંજરી પ્રજાના જીવનમાં નિત્ય નવો ઉત્સાહ પ્રેરી તેમને સ્વધર્માભિમુખ કરે એવી પરમ કૃપાળુ પરમેશ્વરની અંતીમ પ્રાર્થના કરી આ લેખ સમાપ્ત કરૂં છું

| | |
|---|---|
| મુંબઇ | લિ૦ |
| અષાડી પૂર્ણિમા | વિદ્વદનુચર |
| સં. ૧૯૯૭. | પં. હિંમતિરામ શર્મા. |



દાનવીર શાહ ડુંગરદાસ લલ્લુભાઈ.

એલ્યુમીનયમ મેન્યુફેકચર ફેકટરીના માલીક મુંબઈ.

શ્રી ભગવદ્ધર્મ પાઠશાળાના માનનીય સભ્ય

# આભાર દર્શન.

**સ્વનામ ધન્ય શેઠ ડુંગરદાસ લલ્લુભાઇ !**

આપ દશા ખડાયતા વૈશ્ય જ્ઞાતિના ભુષણરુપ સદ્ગૃહસ્થ છો. આપના ભાઇ હરગોવિંદભાઇ સાથે રામ લક્ષ્મણની પેઠે શ્રી ભગવદ્ધર્મ પાઠશાળામાં આવી નિત્ય શ્રવણનો લાભ લેનારા માનનીય સભ્યોના ભુષણરુપ છો. નામ પ્રમાણે સ્વધર્મમાં આપની નિષ્ઠા અચલ છે. ભગવદ્ભકતની પેઠે પરોપકારના કાર્યમાં સદા પ્રવૃત્ત થનારા છો, સ્વભાવે શાંત નિરભિમાની, મિતભાષી, સદાર્જવી અને સુશીલ છો. અને પ્રસંગોચીત કાર્ય ગૌરવને સમજનાર છો. આપે લોકોપકારિણી આ ભજનમંજરીના પ્રકાશન કાર્યમાં પ્રથમથી ઉદારતા દર્શાવી યથામતિ દ્રવ્યની સહાયતા આપી મ્હારા કાર્યમાં મને સહાયભૂત થયા છો. આપ સાહિત્યના ઉપાસક છો એ આદિ ગુણોથી આકર્ષાઇ આ સ્થળે અને આ પ્રસંગે આપનો સવિશેષ આભાર માનતાં મને ઘણો હર્ષ થાય છે. પરમ કૃપાળુ પ્રભુ આપના સર્વ શુભાર્થો સફલ કરાવે અને આપને હાથે અધિક લોક સેવા કરાવે એવી શુભેચ્છા સાથે પ્રભુ પ્રાર્થના કરૂં છું.

પં. શ્રી હિંમતિરામ શર્મા.

## વિષયાનુક્રમ

# શુદ્ધિપત્રક.

| પાન | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩ | ૯ | મશૌવ | મહૌઘ |
| ૩ | ૧૦ | વિષ્ણ્ણુ | વિષ્ણુ |
| ૩ | ૧૩ | પ્રભશંભવે | શંકરાત્મને |
| ૧૦ | ૨ | જ્યોલિંગ | જ્યોતિર્લિંગ |
| ૧૦ | ૨ | વજનાથ | વૈજનાથ |
| ૧૦ | ૯ | જ્યોલિંગ | જ્યોતિર્લિંગ |
| ૧૦ | ૧૩ | ભીષ્મકાદ્યાઃ | ભીષ્મકાદિન્ |
| ૧૦ | ૧૪ | વિભીષણાદ્યા | વિભીષણાદિન્ |
| ૩૧ | ૧૨ | મશ્રં | મગ્રૂયં |
| ૧૨૭ | ૩ | ભમેરે | હરેરે |
| ૧૨૭ | ૪ | ભમેરે | ફરેરે |





# ભગવદ્‌ભજનમંજરી

## સમર્પણ.

( ભજનમંજરી )

પદ ૧

(મંજરીએ મનડું મોહ્યું રે મનગમતા મહારાજ એ રાગ)

મંજરીએ મનડું મોહ્યું રે, શુભચિંતક મહારાજ, અમારા (૨)
અમ દિલડું એ શું પ્રોયું રે, શુભચિંતક મહારાજ—ટેક

( સાખી )

મંજરી મનગમતી ઘણી, મુખથી કેમ મગાય?
માગે મળે કે ના મળે, ઘટે માન પત જાય,
એ ઘટે માન પત જાય–અમ દિલડું એ શું પ્રોયું રે, શુભ૦ ૧

( સાખી )

માગે માન ઘટે નહિ, ગુણી જન ગુણી દાતાર;
મંજરીમાં શું અધિક છે? સમજી કહો લગાર,
એ સમજી કહો લગાર— મંજરીએ૦ ૨

(સાખી)

મનહર મંજરી મઘમઘે, ઉત્કટ એનો ગંધ!
ભ્રમર ભોગી ગુંજી ભમે, એને સહજ સુગંધનો છંદ!
એને સહજ સુગંધનો છંદ— મંજરીએ૦ ૩

(સાખી)

રસિયા રસને પ્રીછતા, અદ્ભુત રસ–રસછંદ;
ભવનિર્બંધ તો ભોગીને, જોગીને ભવફંદ!
એ જોગીને ભવફંદ— મંજરીએ૦ ૪

(સાખી)

ભજનમંજરી ભક્તજન; જુગતા જુગતી જોડ;
અરપું મંજરી ઉરધરો, (તમ) પુરાય મનના કોડ!
એ પુરાય મનના કોડ–અતિ ઉદારદિલ તમ જોયું રે–
શુભચિંતક મહારાજ, અમારા શુભચિંતક મહારાજ!
મંજરીએ૦ ૫

વિશ્વાત્મા વિશ્વે વસ્યા, વિશ્વલીલા વિશ્વેશ;
જલતરંગ જલ નીપજી, જળે વિલાય અશેષ.
એ જળે વિલાય અશેષ— મંજરીએ૦ ૬

ભજનમંજરી ભાવરૂપ, ભક્ત હૃદય રોપાય;
ભક્ત હૃદય ભૂધર વસે, ભગવચ્ચરણ સોહાય!
એ ભગવચ્ચરણ સોહાય— મંજરીએ૦ ૭

હિંમત હરખે હેતથી, નિરખે નિરંજન રાય;
અકળ ગતિ આ ભજનની, મુખથી કહી ન શકાય!
એ મુખથી કહી ન શકાય— મંજરીએ૦ ૮

## મંગલાચરણ

### પદ ૨

(શ્લોકો)

નારાયણું નમસ્કૃત્ય, નરં ચૈવ નરોત્તમમ્;
દેવીં સરસ્વતીં વ્યાસં, તતો જય મુદીરયેત્. ૧

ગજાનનં મંગલમૂર્ત્તિમંડિતમ્;
વેદાંતવેદ્યં પરમાર્થપંડિતમ્;
સ્વાનંદજાસિદ્ધિવિચિત્રગંડિતમ્
નમામિ તં શોકમશેષખંડિતમ્ ૨

મંગલં ભગવાન્ વિષ્ણુર્મંગલં ગરુડધ્વજઃ
મંગલં પુંડરીકાક્ષો, મંગલાયતનં હરિઃ ૩

યસ્ય સ્મરણમાત્રેણ, મૃત્યુસંસારબંધનાત્;
વિમુચ્યતે નમસ્તસ્મૈ શંભવે પ્રભશંભવે. ૪

યજ્જપાન્મુચ્યતે જંતુર્દારિદ્ર્યાદાશુ દુસ્તરાત્;
લભતે ચ મહાસિદ્ધિં તસ્મૈ કાલાત્મને નમઃ ૫

સર્વમંગલમાંગલ્યે, શિવે સર્વાર્થસાધિકે;
શરણ્યે ત્ર્યંબકે ગૌરિ, નારાયણિ નમોસ્તુતે. ૬

બ્રહ્માર્પણં બ્રહ્મહવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્
બ્રહ્મૈવ તેન ગંતવ્યં, બ્રહ્મકર્મ સમાધિના. ૭

ભક્તિ ભક્ત ભગવંત ગુરુ ચતુરનામ વપુ એક;
તેનાં પદ વંદન કરું નાશે વિઘ્ન અનેક. ૮

# સ્વધર્મશિક્ષા

## પદ ૩

### ( દોહરા )

ઉત્થાન—( પથારીમાંથી જાગી ઉઠતાં પ્રથમ હાથ જોડી બોલવાનું )

પરોઢીએ નિત્ય ઉઠીને, ધરવું ઇશ્વર ધ્યાન;
જે જગદીશ જગાડીને, સઉને દે બળ-જ્ઞાન. ૧

જેની ઇચ્છાએ બધો, ચાલે છે જગતંત્ર;[1]
તેની મરજીએ ચાલવું, એ જીવનનો મંત્ર. ૨

ધરણીધરની ધારણા, તે કહેવાયો ધર્મ;
વેદ સ્વયંભૂ બ્રહ્મ છે, જગરચના ગુણ કર્મ.[2] ૩

જીવ જગદીશનો અંશ છે, જળ તરંગ જેમ એક;
સઉને નમીને ચાલવું, એ છે વેદ-વિવેક. ૪

નિદ્રા ત્યજે ન માનવી, પુણ્યનો ક્ષય થઇ જાય;
દુઃખ દારિદ્રને દીનતા, વણ માગે ઘર ધાય. ૫

ઇશ્વરસ્મરણ—"વસુદેવસુતં દેવં, કંસચાણૂરમર્દનમ્,
"દેવકીપરમાનંદં, કૃષ્ણં વંદે જગદ્ગુરુમ્". ૬

"મૂકં કરોતિ વાચાલં, પંગું લંઘયતે ગિરિમ્;
"યત્કૃપા તમહં વંદે, પરમાનંદમાધવમ્". ૭

નારાયણના નામથી પાપપ્રલય થઇ જાય;
રસના[3] રટીએ રામને, નર નારાયણ થાય ૮

---

૧ જગતંત્ર-જગતનો વ્યવહાર. ૨ જગતની રચના એ ગુણકર્મનો વિકાસ છે. ૩ રસના-જીભ.

રસના રસરસ પંડિતા, રસરસ રામનું નામ;
રસના રામ રટયા પછી, ના ચાહે રસચામ.[1] ૯

(નામમંત્ર) "હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે,
"હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે." ૧૦

કરદર્શન—(પોતાની હથેલી જોઈને નીચે પ્રમાણે બોલવું.)

કરદર્શન કરીએ પછી, કરણી કરને હાથ;
કર દર્પણ છે કરણીનું, કરમાં દેવનો સાથ ૧૧

કરમૂળે બ્રહ્મા વસે, કર મધ્યે જગદીશ;
કર અગ્રે શિવ શંકરા, કરમાં શ્રી-વાગીશ. ૧૨

કરણી કરવી શુભ સદા, કૃપા દેવની થાય;
શાશ્વત સુખ સંપત મળે, ભવબંધન ટળી જાય. ૧૩

ભૂમિવંદન—(પથારી બહાર પગ મુકતાં પૃથ્વિની સ્તુતિ કરવી)

ધરણી સઉની ધારિણી માતથી અધિકી માત;
તેને પણ વંદન કરી, ક્ષમા માગીએ સાથ. ૧૪

"સમુદ્રવસના દેવી, પર્વતસ્તનમંડિતા;
"વિષ્ણુપત્નીં નમું તને, પાદ સ્પર્શ ક્ષમા કરો." ૧૫

તુજ ખોળે વસીએ સદા, ગતિ નહિ મુજ અન્ય;
પૂજ્ય છતાં પગ મુકીએ, ક્ષમા કરે તું ધન્ય. ૧૬

સ્ત્રીધર્મ–પતિ સુતા પછી સુઈ જવું, ઉઠતાં પહેલાં જાગવું;
પતિચરણે વંદન કરી ઘરના કામે લાગવું. ૧૭

શૌચવિધિ–શૌચક્રિયા, દાતણ કરી, કરી કેશ સંસ્કાર;
ભૂમાર્જન કરતાં મુખે ગાઓ જગદાધાર. ૧૮

---

૧ રસચામ–જીવ્હારસવાદ

શૌચક્રિયા વિધિવત્ કરો, દૂર જઈને ધરી ખંત;
કર-પદ-મુખ પખાળીને, કરવી શુદ્ધિ દંત. ૧૯
સુરજ સામે ન બેસવું તજવું પવિત્ર સ્થાન,
વસ્ત્ર ધરી શીર મુખ કરે મૌન ધરો એકાંત. ૨૦

દંતધાવન-( દાતણુ હાથમાં રાખી નીચેનો શ્લોક બોલી પછી દાતણુ કરવું.)

આયુષ બળ યશ તેજ ને પ્રજા, પશુ, લક્ષ્મી અતિ;
પ્રજ્ઞા, મેધા, બ્રહ્મ, તું દે મુજને હે વનસ્પતિ. ૨૧

આચમન-આચમન્ માર્જન જળવડે, કરીએ કાયની શુદ્ધ;
પ્રભાતપદ મંગળ વદી, કરીએ નિર્મળ બુદ્ધ. ૨૨

( જળ લઇ છાતીએ પ્રોક્ષણુ કરવું અને નીચેનો શ્લોક બોલવો )

"અપવિત્ર પવિત્રો વા સર્વાવસ્થા વિશેજ જે;
સંભારે પુંડરીકાક્ષ બાહ્યાભ્યંતર શુચિજ તે." ૨૩

શૌચક્રિયા પાવની સદા, ક્રિયાસિદ્ધિનું મૂળ;
તે વિણુ નિષ્ફળ બધી ક્રિયા, તંદુલવિણુ તુષ-ધૂળ. ૨૪

વિદ્યાર્થી વિદ્યા ભણે, ભોગાર્થી તજે ભોગ;
ધંધાર્થી ધંધો કરે, સાધે જોગી જોગ. ૨૫

નિત્યકર્મ વેદે કથ્યાં, તપો યજ્ઞને દાન;
પાવન કરનારાં કરે, સમજી હેતુ જ્ઞાન. ૨૬

વર્ણાશ્રમના ધર્મનો, આશ્રય ધરીને ધીર;
સત્સંગ-જ્ઞાને તરી જવાં, ભવસાગરનાં નીર. ૨૭

સ્નાન કરી સંધ્યા કરે, હોમ પૂજાને પાઠ;
તર્પણુ પિતૃદેવનું, બલિ દાન મળી આઠ. ૨૮

દેવો દે છે ભોગને, ભોગવી જગ પોષાય;
જગ જ્યારે યજ્ઞો કરે, ત્યારે દેવ પોષાય. ૨૯

પરોપકાર એ યજ્ઞ છે, પરોપકાર છે પુણ્ય;
પરોપકાર જે કરે નહિ, તેનું જીવન શૂન્ય. ૩૦

ગૃહીધર્મ છે યજ્ઞમય, તેથી કિલ્બિષ જાય;
જે પાળે નહિ ધર્મ તે, પૂરો પાપી થાય. ૩૧

ત્યજી અભિમાન ફળસ્પૃહા, વિધિપૂર્વક કરે કર્મ;
યજનપૂજન જપવ્રત સઉ, યજ્ઞરૂપ નિજ ધર્મ. ૩૨

દેવદ્વિજગુરુપ્રાજ્ઞજન પૂજન, શૌચ સહાય;
બ્રહ્મચર્ય, આતિથ્ય એ હિતકર તપ કહેવાય. ૩૩

અનુપકારી સુપાત્રને, સમય પરખી દેવાય;
જે જે શ્રદ્ધાથી બધું, દાન રૂડું કહેવાય. ૩૪

આહાર—આયુષ્ય બળ આરોગ્યને, સુખ પ્રીતિ કરનાર;
રસમય સ્નિગ્ધ મનોપ્રિય, સાત્વિક લ્યો આહાર. ૩૫

ભોજન કરીએ ભાવથી. નિષ્કપટ વ્યવહાર,
સાંજે લઘુલઘુ આટપી, લ્યો આરામ અપાર. ૩૬

ગીતા ગાઓ પ્રેમથી, રટો રામ ધરી ધ્યાન,
દયા કરી દીનદાન દો, લ્યો સત્સંગે જ્ઞાન. ૩૭

વાણી વદવી મીઠડી, સાચી હિતકર વાત,
અનર્થકર વદવું નહિ, સત લક્ષણ સાક્ષાત ૩૮

પરધન પથ્થર જાણીએ, પર સ્ત્રી માત સમાન,
સ્વપ્ન સમો સંસાર છે, ત્યજીએ મોહ ને માન ૩૯

સર્વમાં એક રહ્યો વસી, ઘટઘટ વ્યાપી રામ;
ભૂતદયા દિલમાં ધરી, ભુંડુ કરીએ ન કામ. ૪૦

જળમાં જીવે કમળ પણ, દૃષ્ટિ ખં-આકાશ,
નિત્ય તૃપ્ત નિર્લિપ્ત રહી, ભજીએ બ્રહ્મ પ્રકાશ. ૪૧

નિત્ય નિયમથી આચરે, સદાચાર ધરી ધીર,
બળબુદ્ધિ સંપત વધે, સુખમાં રહે શરીર. ૪૨

વિદ્યા વિનયને પાત્રતા, લોકાદર ધન ભોગ,
અવિચળ સુખડાં જીવતાં, મરતાં શ્રેય સંજોગ. ૪૩

હિંમત હેતે ગાઇએ નિર્ભયપદ નિર્વાણ,
પદ નિર્દ્વન્દ્વની સાધના, સમજે ચતુર સુજાણ. ૪૪



# મંગલદર્શન

(શ્લોકો)

સૂર્યસ્તુતિઃ—આદિત્યસ્ય નમસ્કારઃ યે કુર્વંતિ દિને દિને;
જન્માંતરસહસ્ત્રેષુ, દારિદ્રં નોપજાયતે—૧

દેવસ્તુતિઃ—બ્રહ્મામુરારિ સ્ત્રિપુરાંતકારી,
ભાનુ શશીભૂમિસુતો બુધશ્ચ,
ગુરુશ્ચશુક્રઃ શનિરાહુકેતવઃ
કુર્વંતુ સર્વેમમ સુપ્રભાતમ્ —૨

બ્રાહ્મણસ્તુતિઃ—આપદ્ઘનધ્વાંતસહસ્ત્રભાનવઃ,
સમીહિતાર્થાર્પણકામધેનવઃ
સમસ્તતીર્થાંબુપવિત્રમૂર્તયો, રક્ષંતુ માં બ્રાહ્મણપાંદપાંસવઃ—૩

ચિરંજીવીસ્તુ૦—માર્કંડેયોબલિવ્યાસો, હનૂમાંશ્ચ વિભીષણ;
ધ્રુવઃપરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિનઃ—૪

પુણ્યશ્લોકસ્તુ૦—પુણ્યશ્લોકો નલો રાજા, પુણ્યશ્લોકો યુધિષ્ઠિરઃ
પુણ્યશ્લોકા ચ વૈદેહી, પુણ્યશ્લોકો જનાર્દનઃ—૫

સતીસ્તુતિ—સાવિત્રી દ્રૌપદી સીતા, દમયંતી ને સુકન્યકા;
અનસૂયા નર્મદા નામ સ્મરણં પુણ્ય વર્ધનમ્—૬

ગૌપ્રાર્થના—કામદુધા સમુત્પન્ના મથ્યમાને મહોદધૌ,
નંદા નંદકરી પુણ્યા તસ્યૈ ધેન્વૈ નમોનમઃ—૭

તુલસી પ્રાર્થના—મહાપ્રસાદજનની સર્વસૌભાગ્યવર્ધિની,
આધિવ્યાધિહરા નિત્યં તુલસિ ત્વં નમોસ્તુતે—૮

ઇત્થં પ્રભાતે પરમં પવિત્રં પઠેત્ સ્મરેદ્વા શ્રુણુયાચ્ચ તદ્વત્
દુઃસ્વપ્નનાશાસ્ત્વિહ સુપ્રભાતં, ભવેચ્ચ નિત્યં ભગવત્પ્રસાદાત્—૯

## બાર જ્યોર્તિંગ સ્મરણ

(શ્લોકો)

સોરઠમાં સોમનાથ, શ્રીશૈલે મલ્લિકાર્જુન,
ઉજ્જેનમાં મહંકાલ, ઓંમકાર અમલેશ્વરે. ૧

પરેલ્યાં વજનાથં ચ, ડાકિન્યાં ભીમશંકર,
સેતુબંધે તુ રામેશ, નાગેશં દારૂકાવને. ૨

વિશ્વેશ્વર કાશી વસે, ત્ર્યંબક તો ગૌતમી તટે,
હિમાલયે તુ કેદારં, ઘૃષ્ણેશં તુ શિવાલિકે. ૩

દ્વાદશ જ્યોર્લિંગ આ, સાંજ સવારે જે પઢે,
સાતે જનમનાં પાપ તે, પ્રજળે સ્વર્ગપદે ચઢે. ૪

## ભાગવતવંદના

પ્રલ્હાદનારદપરાશરપુંડીરક—
વ્યાસાંબરીષશુકશૌનકભીષ્મકાદ્યા;
રૂકમાંગદાર્જુનવસિષ્ઠવિભીષણાદ્યા
એતાનહં પરમભાગવતાન્નમામિ. ૧

ધર્મો વિવર્ધતિ યુધિષ્ઠિરકીર્તનેન
પાપં પ્રણશ્યતિ વૃકોદરકીર્તનેન
શત્રું વિનશ્યતિ ધનંજયકીર્તનેન;
માદ્રી સુતૌ કથયતાં ન ભવંતિ રોગાઃ ૨

યે માનવા વિગતરાગપરાવરજ્ઞાઃ
નારાયણં સુરગુરૂં સતતં સ્મરંતિ;
ધ્યાનેન તેન હૃતકિલ્બિષચેતનાસ્તે
માતુપયોધરરસં ન પુનઃ પિબંતિ. ૩

## ષોડશનામ

(શ્લોકો)

ઔષધે ચિંતયેદ્ વિષ્ણું ભોજને ચ જનાર્દનં
શયને પદ્મનાભં ચ વિવાહે ચ પ્રજાપતિમ્ ૧

યુદ્ધે ચક્રધરં દેવં પ્રવાસે ચ ત્રિવિક્રમં
નારાયણં તનુત્યાગે શ્રીધરં પ્રિયસંગમે. ૨

દુઃસ્વપ્ને સ્મર ગોવિંદં સંકટે મધુસૂદનં,
કાનને નારસિંહં ચ પાવકે જલશાયિનમ્. ૩

જલમધ્યે વરાહં ચ પર્વતે રઘુનંદનં,
ગમને વામનં ચૈવ સર્વ કાર્યેષુ માધવં. ૫

ષોડશૈતાનિ નામાનિ પ્રાતરુત્થાય યઃ પઠેત્
સર્વ પાપ વિનિર્મુકતો વિષ્ણુલોકે મહીયતે. ૬



## ભારત ગાયત્રી

### પદ ૪

માતા પિતા હજાર ને, સેંકડો પુત્ર ને દાર;
પૂર્વજન્મકંઇ થઇ ગયાં થાય ને થશે અપાર—૧

હરખના પ્રસંગ હજાર, શોકનાં પણ કંઇ સેંકડો;
આવે જાયે જીવનમાં, જેમ તડકો ને છાંયડો.—૨

મૂરખ મન સંતાપતા ઠરવા દે નહિ સ્થિર;
જ્ઞાનીને મન કંઇ નહી, માને ઝાંઝનું નીરઃ—૩

ઉંચે હાથે ફરીફરી, ઘાંટાં પાડી ગુરુ કથે;
વેદ પુરાણની સાખ દઇ સમજાવા સર્વે મથે—૩

સાંભળે કોઇ ન વાત, ગાંડા બેને ઘેરીયા;
સમજુ સુણી મન રીઝતા, પરખા ફરતા ફેરીયા—૪

"જો ચાહો ધન કામ, ધર્મથી સાચાં પામીએ;
"ધર્મ છે સુખની ખાણ, શા માટે નવ સેવીયે—૫

"કામથી કે ભય લોભથી, છોડો નહિ નિજ ધર્મ;
"જીવવા ખાતર પણ કદિ, છોડો નહિ નિજ ધર્મ—૬

"સુખદુઃખ ભોગ અનિત્ય છે, ધર્મ નિત્ય રહેનાર;
"ઠગણી માયા સરી જશે, જીવ ખાશે જમનો માર—૭

"સજ્જન ચતુર જે ચેતશે, નિત્ય ગાયત્રી આ ગાય;
"ભારત ફલ અહિં ભોગવી, અંતે પ્રભુપદ જાય—૮

---

# વંદેમાતરમ્

## પદ ૫

(જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી)

અયી માતૃભૂમિ ત્હારા, ચરણોમાં શીર નમાવું,
હું ભક્તિ ભાવે ભેટ લઇ તારા શરણુમાં આવું-ટેક
માથે ચઢાઉં ચંદન, કંઠે સમરપું માળા,
જીહ્વાએ ગીત ગાતાં તારા યશો હું ગાઉં—૧
તારા સુપુત જાયા શ્રી રામ કૃષ્ણ જેવા
ત્હારા ચરણુની ધૂલી, ભાલે સદા હું લગાવું—૨
સાતે સમુદ્ર જેનાં ચરણો, પખાળે પ્રીતે;
એ પદ કમલને પુંજું હું ભક્તિ ધૂન મચાવું—૩
મ્હારી મ્હારી કરતા, ઘણી માનતા મર્યા છે,
હું તો છું માડી જાયો, તુજ ખોળે પ્રાણુ પાવું—૪
સેવામાં તારી નિશદિન, તન મન ધન ચઢાવું,
તુજ પુણ્ય નામ પ્રીતે, પ્રતિદિન સુણુ સુણાવું—૫
તારેજ કામ આવું, તારોજ મંત્ર ગાઉં,
બલિદાન રૂપે શીર મુજ, તુજ ચર્ણમાં ઝુકાવું—૬



# રાષ્ટ્રધ્વજ વંદન



પદ ૬

( ભગવો ઝંડો )

મુજ હિંદ રાષ્ટ્રધ્વજને પ્રેમે કરૂં પ્રણામ. ૧
ગૌરવભર્યો વિહંગે, ફરકે કરૂં પ્રણામ. ૨
રોપાયો દિલનિકુંજે, પ્રેમે કરૂં પ્રણામ ૩
ગૌરવ ભર્યો ભુવનમાં, ફરકે કરૂં પ્રણામ ૪
સ્વારાજ્યનિધિ નિદાન, પ્રેમે કરૂં પ્રણામ ૫
અમ જાતિ ધર્મ નિશાન, ફરકે કરૂં પ્રણામ ૬
મુજ પ્રાણથી એ પ્યારો પ્રેમે કરૂં પ્રણામ ૭
મુજ મન વિશ્વંવ્યોમે ફરકે કરૂં પ્રણામ ૮
સર્વસ્વનું બલિદાન અર્પી કરૂં પ્રણામ ૯
હિંમત હરખે હૈયે, ફરકે કરૂં પ્રણામ ૧૦



# મંગળ પ્રભાત

## પ્રબોધ

### પદ ૭

જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે?
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે? ૧
દહિં તણાં દૈથરાં ઘી તણાં ઘેબરાં, કઢિયલ દુધ તે કોણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કોણ લેશે? ૨
જમુનાને તીરે ગૌધણ ચરાવતાં, મધુરીશી મોરલી કોણ વાશે?
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ રીઝિયે, બુડતાં બાંહેડી કોણ સહાશે? ૩

---

## જીવને પ્રબોધ

### પદ ૮

સમરને શ્રીહરિ મેલ્ય મમતા પરી,[1] જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં. ૧
દેહ તારી નથી, જો તું જુગતે કરી. રાખતાં નવ રહે નિશ્ચે જાયે.
દેહ સંબંધ તજે નવનવાં બહુ થશે. પુત્ર કલત્ર પરિવાર વ્હાએ.[2] ૨
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસેછે પિયુ અલ્યા તેને નવ પરખિયો, હાથથી બાજીગઇ થયોરે ખોટી. ૩
ભરનિંદ્રા ભર્યો રૂંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
જાગતાં નરસૈયા લાભ છે અતિઘણો, જન્મોજનમ તારી ખાંત[3] ભાગે. ૪

---

૧ પરી–આઘી. ૨ વ્હાએ–છેતરે. ૩ ખાંત–તૃષ્ણા.

## જીવ પ્રબોધ

### પદ ૯

જે ગમે જગતગુરૂદેવ જગદીશને, તે તણો ખરેખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. ૧

હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. ૨

નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ દ્રષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે. ૩

ઋતુ લતા પત્ર ફળ ફુલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું, તેહને તે સમે તે જ પોહોચે. ૪

ગ્રંથે ગડબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે, સત્ય છે એજ મન એમ સુઝે. ૫

સુખ સંસારિ મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી નરસઈઓ એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું. ૬



## પ્રભુની વિભુતા

### પદ ૧૦

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જુજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. ૨
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે. ૩
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો એ મન તણી સાધના, પ્રીત કરૂ પ્રેમથી પ્રગટ થાશે. ૪

## વિશ્વલીલા

### પદ ૧૧

જાગીને જોઉં તો જગત દીસે નહિં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે!
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકો કરે બ્રહ્મ પાસે! જાગી. ૧
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં, અણુ અણુ માંહે રહ્યાંરે વળગી,
ફુલને ફલ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહીરે અળગી. જાગી. ૨
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનકકુંડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડયા પછી નામરુપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે જાગી. ૩
જીવને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા,
ભણે નરસૈંયો એ "તેજ તું" "તેજ તું" એને સમર્યાથી કંઇ સંત
સીધ્યા[1]—જાગી૦ ૪

---

૧ સીધ્યા-સિધ્ધિ પામ્યા.

## જીવ પ્રબોધ

### પદ ૧૨

રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નિંદ્રાને પરહરી સમરવા શ્રી હરિ, એક તું એક તું એમ કહેવું; ૧
જોગીયા હોય તેણે જોગ સંભાળવા, ભોગીયા હોય તેણે ભોગ તજવા;
વેદીયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. ૨
સુકવિ હોય તેણે શાસ્ત્રગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું.
પતિવ્રતા નારીએ કંથને પુછવું, કંથનું કથન તે ચિત્ત ધરવું; ૩
આપણે આપણા ધર્મો સંભાળવાં કર્મનો મર્મ સમજી વિચારી;
નરસૈયા સ્વામી ને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. ૪

## સંત મહિમા

### પદ ૧૩

સંતના ચરણની રેણુ મસ્તક ધરૂં, જે થકી કોટિ કલ્યાણ પામું;
નિરખતાં નેહશું નેણ અમૃત ઠરે,ભવ તણાં પાપ ક્ષણમાંજ વામું.
ભક્તને ભેટતાં કિલ્બિષ નવ રહે, જ્ઞાન દીપક થતાં તિમિર નાશે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીર્તન થકી કૃષ્ણ ભાસે.
એક ક્ષણ વાર જે સંત સંગત કરે,ધન્ય ઘડી જંતુની તેજ જાણું;
ભણે નરસૈયો ભવસાગરે બુડતાં, સંતજન નાવ નિશ્ચે પ્રમાણું.

## જીવનો પશ્ચાતાપ

### પદ ૧૪

બાપજી પાપ મ્હેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે,
ઉંઘ આળસ આહારમાં આથડયો, લાભવિણ લવરી કરવીજ
ભાવે—૧

પાણીના પૂર પેરે વરસ વહી જાય છે, પાપનાં વાવીઆં વૃક્ષડાળાં,
ભક્તિ ભૂતળ વિષે નવ કરી તાહરી, ખાંડયાં સંસારનાં થોથાં
ઠાલાં—૨

દેહ છે જુઠડી કરમ છે જુઠડાં, જગત જુઠાનું સઉ કામ કાચું,
ફરી ફરી વરણવું શ્રી હરિ તુજને, પતીતપાવન તારૂં નામ
સાચું—૩

તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસઇયા રંકને જંખના તાહરી, પ્રેમ કરી શરણમાં રાખ
ભાવે—૪.

## દેવી પ્રાર્થના

### પદ ૨૫

ઉઠોની અલબેલી અંબા! દેવિ ડુંગર વાળી રે.
દેવી ડુંગરવાળી મોરી મૈયાં, પાવાગઢ મહાકાળીરે—ઉઠોની૦

પ્રાતઃ કાળે માથે ન્હેરી પાવડી, કનક કળશ કર ઝાલીરે,
અમરવેલનાં દાતણ લઇને, આવ્યાં છો લટકાળીરે—ઉઠોની૦ ૧

ચાલીને ચાચરમાં મા આવ્યાં, બેઠાં બાજઠ ઢાળીરે,
મુખડાં પખાળી માએ સુખડાં દીધાં, દુઃખડાં નાખ્યાં ટાળીરે ૨

ચાંલ્લો ચળકે ભાળે હીરા ઝળકે, નાકે વેસર વાળીરે.
ઝાલ ઝબુકે માને ઝુંમણાં લ્હેંકે, આંખલડી અંજાળીરે—ઉઠોની૦ ૩

આવીને આંગણીએ ઉભાં, દેવિ દીન દયાળીરે,
અરૂણ ઉદય થયો આજ્ઞા આપી, અવનિ બધી અજવાળીરે ૪

કર કંકણ ચુડી કટિમેખળા, ટીલડી આનંદ કારીરે;
દાસ કિશોર કહે હરખી નિરખું, સાહ્ય કરો સંભારીરે-ઉઠોની૦ ૫

## દેવી પ્રાર્થના

### પદ ૧૬

જાગોને જગજનની અંબા, બહુચરી તું બિરદાળીરે,
બહુચરી તું બિરદાળીમા અંબા, અલખ તું લખ લટકાળીરે–જાગોને
ખલક મંદિર પટ તિમિરનો ટારો, મોહની નિંદ્રા નિવારોરે,
પવન પાવડી કલ્પના નુપુર, મા પ્હેરી જગ ઉજારોરે–જાગોને ૧
ચાચરચોક પખાળી માના, કનક કળશ ગંગ વારિરે;
કલ્પતરૂ દાતણ સુરભિ લઇ, ઉભો ઇંદ્ર કેવારીરે–જાગો૦ ૨
મલકતે મુખડે પ્રગટ થયાં મા, ચાલ લટક લટકાળીરે,
કોટિ કંદર્પ લાવણ્યની મૂર્ત્તિ, શ્યામા દીન દયાળીરે–જાગો૦ ૩
રત્ન જડિત હેમ પાટ બીછાવ્યો, બેઠાં ભદરકાળીરે;
મુખડાં પખાળી માએ સુખડાં દીધાં, દુઃખડાં નાંખ્યાં ટાળીરે ૪
ગંગા જમનાં માને સ્નાન કરાવે, તીરથ વરુણે આણ્યાંરે;
સપ્તર્ષિ અભિષેક કરાવે, વિધિમુખ વેદે વખાણ્યાંરે–જાગોને૦ ૫
દિવ્યાભરણો સુગંધિ માલ્યો નવનિધિરત્ન વિરાજેરે,
સિધ્ધિ સકલ માના ચરણે સોહાયે, ભૂવર ભોગો સાજેરે ૬
ચાંદો સુરજ નભ દીપકમાળા, અગર ગુગળ ધૂપવાળારે,
બ્રહ્મા હરિ હર આરતી ઉતારે, ગાય ગંધર્વ છંદ રસાળારે ૭
સુર મુનિવર દાનવ માનવ સૌ માનો મહિમા જાણેરે,
હિંમત હરખે નિરખી માને, જીવન ધન્ય પ્રમાણેરે–જાગોને૦ ૮

## ગણેશ પ્રાર્થના

### પદ ૧૭ (રાગ-બિભાસ દ્રુત ચોતાલ)

ઉઠ પ્રભાત સમર લે તું શ્રી ગણેશ દેવા.
માતા જાકી પાર્વતી, પિતા શંકર દેવા,
નામ લેતાં વિઘ્ન હરત, સફળ જાકી સેવા—ઉઠ. ૧

એક દન્ત દયાવન્ત, ચાર ભુજા ધારી,
મસ્તકપે સિંધુર સોહૂયે, મૂષકકી સ્વારી—ઉઠ. ૨

પત્ર પુષ્પ ફળ સેવામેં, ખાવેકુ જાકુ મેવા,
સકલ સૃષ્ટિ તાકુ નમે, સો દેવાધિદેવા—ઉઠ. ૩

સંગ સિધ્ધ બુધ્ધ નાર, ચમર નિત્ય કરહિં,
નામ તાકો રટીએ નિત્ય, સર્વ વિઘ્ન હરહિં—ઉઠ. ૪

કનક થાલ મુકતામાલ, જાવત સહુ વારી,
તાનસેન ગજાનંદ, ગાવત સુખકારી—ઉઠ. ૫

## શંકરસ્તવન

### પદ ૧૮

શંકર મહાદેવ દેવ, સેવક સબ જાકે,
સેવક સબ જાકે લાલ, નોકર હમ વાંકે.—ટેક

લપટ લપટ જાત વ્યાલ, ઓઢત ગજ સિંહછાલ,
રૂંઢમાલ ચંદ્રભાલ, દ્રગ વિશાલ જાકે-શંકર. ૧

ભસ્મ અંગ શીશ ગંગ, બાહન અતિ બેલ પ્રચંડ,
ગિરજા અર્ધાંગ સંગ, શ્રી ગણેશ જાકે-શંકર. ૨

રૂદ્ર રૂપ ધ્યાન ધરત, દાનવકુલ પ્રાણુ હરત,
એસે પ્રભુ ભેખ ધરત, નિલ કંઠ જાકે-શંકર. ૩

પાવત નહીં પાર શેષ, ધ્યાવત ઋષિ મુનિ સુરેશ,
નારદ મુની ધ્યાન ધરત, બ્રહ્માદિક જાકે—શંકર. ૪
તાનસેન અતિ અનૂપ, નિરખત શંકરકો રૂપ
બારબાર ત્રિલોકી ભૂપ, ચરણુ વંદે જાકે—શંકર. ૫

પદ ૧૯

આજ તો હમારે ભાગ્ય, જટાધારી આયે,
જટાધારી આયે સો, મેરે મન ભાયે—આજ. ૧
ઉજરી વિભૂતિ અંગ, જટામેં બિરાજે ગંગ,
મુખ તો પુનમચંદ, નંદી સ્વારી લાયે—આજ. ૨
ગલે બીચ રૂંઢમાલ, અંબર ગજ સિંહ છાલ,
ઓઢનેકું મૃગચર્મ, પામરી ઓઢાયે—આજ. ૩
સબહીં સાહેલી સાથ ઉમીયાકું કહે બાત;
સખિ તેરો પરમ ભાગ્ય, શંભુ વર પાયે—આજ ૪
જાકો જોગી ધરત ધ્યાન, એદહી કરત બખાન;
તાનસેન અતિ ઉમંગ, શંકર ગુણુ ગાયે—૫

સ્વામી સેવા

પદ ૨૦

પ્રાત સમે ઉઠી જનક નંદની, ત્રિભુવનનાથ જગાવેરે; ટેક.
જાગો નાથ મમ નાથ પ્રાણુ, પ્રિય ભૂપતિ ભુવન બુલાવેરે;
હસ્ત કમળસે ચરણુ પલોંટત, લેલે દ્રગન લગાવેરે;—પ્રા૰ ૧
સોઇ પદ પરસત ગૌતમ નારી, પરમ અભય પદ પાવેરે—પ્રાત૰ ૨
કનક કળશ નીર ભરી લાયે, હાતણુ દાન કરાવેરે;
કમળ નેન મુખ નીરખી રાંમકો, આનંદ ઉર ન સમાયેરે—પ્રાત૰ ૩

મંગળમાલ ગલે મોતનકી, કર અંગુરી શણુગારે રે;
ઘુંગરબાલ અલખ વદન છબી; પગીયાં પેચ સમારે રે પ્રાત૦ ૪
સંત જનોકી એહી વિનતી આરત વચન સુનાવેરે;
તુલસીદાસ છબી નીરખી રામકી હરખે હરિ ગુન ગાવેરે પ્રાત૦ ૫

મંગળપ્રભાત

પદ ૨૧ (રાગ વિભાસદુત ચોતાળ)

જાગીયે રઘુનાથ કુંવર પંછી વન બોલે;
પંછી વન બોલે લાલ ચીડીયા વન બોલે.— જાગીયે૦ ૧
પ્રાત ભાનુ પ્રગટ ભયો, રજનીકો તિમિર ગયો;
ભ્રમર કરત કુંજ ગાન, કમળન દલ ખોલે.— જાગીયે૦ ૨
ચંદ્ર કિરણુ શિતળ ભઇ ચકલી પીયકુ મીલન ગઇ;
ત્રિવિધમંદ ચલત પવન, પલ્લવદ્રુમ ડોલે.— જાગીયે૦ ૩
બ્રહ્માદિક ધરત ધ્યાન, સુરનર મુનિ કરત ગાન;
જાગનકી બેર ભયી, નયન પલક ખોલે.— જાગીયે૦ ૪
તુળસિદાસ અતિ આનંદ, નીરખીને મુખારવિંદ,
દીનનકુ પ્રભુ દેત દાન, આનંદ અમોલે.— જાગીયે૦ ૫

પદ ૨૨ (રાગ ઉપરનો)

જાગીયે બ્રીજ રાજ કુંવર નંદ કે દુલારે;
નંદકે દુલારે માત યશોદા કે પ્યારે.— જાગીયે૦ ૧
સૂરજ ઉગ્યો પ્રાત ભયો છુપ ગયે સબ તારે
ચંદ્ર કળા હીન ભઇ, સુરજકે અજવારે.— જાગીયે૦ ૨
મથુરામે જન્મ લીયો ગોકુલ સિધાયે;
કંસકો વિધ્વંસ કીયો પૂતના પછારે.— જાગીયે૦ ૩

વ્રજપર જબ ઇંદ્ર કોપ, ગ્વાલ બાલ હારે
પ્રભુજી પતીત પાવન અવિચલ વ્રજ ધારે  જાગીયે૦ ૪

## દેવોત્થાન

### પદ ૨૩ (રાગ ભૈરવ)

પ્રાત થયો યદુનંદન જાગો, અલખ હવે લખ થાઓ રી—ટેક
રજનિ ગઇ દિન આવી ઉભો છે, વાટ જુએ પ્રભુજાગોરી-પ્રાત૦૧
હળવે હળવે તારા થાતા, અસ્ત-ઉગે છે ભાનુરી--પ્રાત૦ ૨
પ્રકટની ભક્તિ પ્રકટે જ્યારે, પ્રકટે સ્વરૂપ સાનુરી[1]—પ્રાત૦ ૩
યાદવ વંશતણા રવિ કેરાં, દર્શન આ રવિ કરતો રી—પ્રાત૦ ૪
હૃદય કમળ કે કમળજ વિકસે? વિષ્ણુદાસ નહીં કળતોરી—પ્રાત૦૫

## ગુરૂમહિમા.

### પદ ૨૪ (કલ્યાણ દ્રુપદ)

મહામંગલરૂપ શ્રી ગુરુદેવ શ્રી મહાપ્રભુ;
જાકે પાયપદ્મકો પ્રથમ શીર નાંઇએ[2]. મહા૦ ૧
નામ લેત ઉદય હોત, પરમ આનંદ કંદ;
પાપ તાપ હરત, સબ જાકી છબ[3] ધ્યાઇએ મહા૦ ૨
બ્રહ્મા શિવ વિષ્ણુ પર બ્રહ્મ સો શ્રી ગુરૂરાજ,
સકલ તીરથ આદિ, જાકી અંધ્રિરજ નાઇએ મહા૦ ૩
દયો કહે આચાર્ય પ્રભુ, અધિક દુજો[4] નાહીં,
ગુરૂસેવા ચિંતામણી, ઇપ્સિત ફલ પાઇએ મહા૦ ૪

---

૧ સાનુ-શિખર ૨ નાઇએ-નમાવીએ ૩ છબ-છબી ૪ દુજો-બીજો

# નિત્યકર્મ.



## ૧ સ્નાનવિધિ

**સંકલ્પ**—(હાથ પગ મુખ જળ વડે ધોઇ જમણા હાથમાં જળ લઇ બોલવું.)

**અત્રાદ્ય મહામંગલકારી અમુક માસે,* અમુક પક્ષે અમુક તીથૌ અમુક વાસરે મમ કાયિક વાચિક માનસિક સાંસર્ગિક–સકળ પાતક વિનાશનપૂર્વક વિહિતકર્માનુષ્ઠાન સિદ્ધ્યર્થં, ગૃહે સ્નાનવિધિના સ્નાનં અહં કરિષ્યે.** (જળ નીચે મુકવું, પછી પ્રાર્થના કરવી.)

(દોહરા)

"નારાયણ જળમાં વસો, જળમય તું જગદીશ!
"જળ પાતક હરનાર છે, સંભારૂં અહીં ઇશ. ૧
"ત્વં રાજા સર્વ તીર્થાનાં, ત્વમેવ જગતઃ પિતા;
"યાચિતં દેહિમે તીર્થં સ્નાન કાલે સદા મમ. ૨
"પુષ્કર પ્રયાગ તીર્થો, ગંગાદિ નદીઓ વળી,
"આવો પવિત્ર કરવા, સ્નાન કાલે બધાં મળી, ૩
"દેવદેવ જગન્નાથ શંખ ચક્ર ગદાધર;
"અનુજ્ઞા દેહિ મે દેવ, તવ તીર્થાવગાહને." ૪
"નમામિ ગંગે તવ પાદપંકજં સુરાસુરૈર્વંદિતદિવ્યરૂપં
"ભુક્તિં ચ મુક્તિંચ દદાસિ નિત્યં ભાવાનુસારેણ સદા નરાણાં
ગંગા સિંધુ સરસ્વતી ચ યમુના, ગોદાવરી નર્મદા;
"કાવેરી સરયૂ મહેન્દ્રતનયા, ચર્મણ્વતી વેદિકા,

---

*જે મહિનો, પક્ષ, તિથિ, વાર હોય તે બોલવાં.

"ક્ષિપ્રા વેત્રવતીમહાસુરનદી, ખ્યાતા જ યા ગંડકી
"પૂર્ણાઃ પૂર્ણજલૈઃ સમુદ્રસહિતાઃ કુર્વન્તુ નો મંગલમ્"
"વિષ્ણુપાદાગ્રસંભૂતે, ગંગે ત્રિપથગામીનિ;
"ધર્માદિન્ સકલાન્ દેહિ, પાપં મે હર જાહ્નવી. ૭
"ઓંમકારે ભ્રગુક્ષેત્રે, નર્મદા ઓર સંગમે,
"સર્વત્ર દુર્લભા રેવા સર્વ પાપ પ્રણાશિની ૮
"ગોમતિ ગોમયસ્નાનં ગોદાનં ગોપીચંદનં
"દર્શનં ગોપીનાથસ્ય ગકારાઃપંચદુર્લભા: ૯
"હરિ ભાગીરથી વિપ્રા, વિપ્રા ભાગીરથી હરિ:
"ભાગીરથા હરિ વિપ્રાઃ સારમેકં જગત્ ત્રયમ્ ૧૦
"વિશ્વેશં માધવં ધુંઢિં, દંડપાણિંચ ભૈરવમ્
"વંદે કાશીં ગુહાં ગંગાં ભવાનીં મણિકર્ણિકાં ૧૧
"અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાંગતોપિ વા
"યઃસ્મરેત્ પુંડરીકાક્ષં સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ ૧૨
"નિત્ય સ્નાન જન જે કરે, પામે પુણ્ય અપાર
"રૂપસૌભાગ્યને સંપદા, આયુષ્ય બળ નિરધાર. ૧૩

(જળમાં તર્પણ કરવું) તીર્થાયનમઃ તીર્થરાજાયનમઃ તીર્થપતયેનમઃ વરૂણાયનમ : વિષ્ણુવેનમ :

"તીર્થસ્નાન કોટિકર્યાં તજ્યો ન દુષ્ટ સ્વભાવ;
"પાતક કરવાં નવ છુટયાં, જાણો બુડયું નાવ. ૧૪

## પ્રાતઃસ્મરણ.



સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પ્હેરી ઓઢી પછી પંચદેવનાં પ્રભાત સ્મરણો નીચે પ્રમાણે બોલવાં.

પ્રાતઃસ્મરામિ ગણનાથમનાથ બંધું,
સિંદુરપૂર્ણપરિશોભિતગંડયુગ્મ;
ઉદ્દંડવિઘ્નપરિખંડનચંડદંડ-
માખંડલાદિસુરનાયકવૃંદવંદ્યમ્ ૧

પ્રાતઃસ્મરામિ સ્મરતામભિલાષદાત્રીં;
ધાત્રીં સમસ્ત જગતાં દુરિતાપહંત્રી;
સંસાર બંધન વિમોચન હેતુભૂતાં,
દેવીં સમસ્ત સુરમૂર્ત્તિમનેકરૂપામ્ ૨

પ્રાતઃસ્મરાત્રિ ખલુ તત્સવિતુર્વરેણ્યં,
રૂપં હિ મંડલમૃચોથતનુર્યજુંષિ;
સામાનિ યસ્ય કિરણાઃ પ્રભવાદિ હેતું,
બ્રહ્માહરાત્મકમલક્ષ્યમચિંત્યરૂપં ૩

પ્રાતઃસ્મરામિ રઘુનાથ મુખારવિંદં,
મંદસ્મિતં મધુરભાષિ વિશાલભાલં
કર્ણાવલંબિચલકુંડલશોભિગંડં,
કર્ણાંતદીર્ઘનયનં નયનાભિરામમ્ ૪

પ્રાતઃસ્મરામિ ભવભીતિહરં સુરેશં
ગંગાધરં વૃષભવાહનમંબિકેશમ્
ખટવાંગશૂલ વરદાભય હસ્તમીશં
સંસારરોગહરમૌષધમદ્વિતીયમ્ ૫

પ્રાતઃનમામિ ગિરિશં ગિરિજાર્ધદેહં,
સર્ગસ્થિતિ પ્રલય કારણ માદિદેવં
વિશ્વેશ્વરં વિજીતવિશ્વમનોભિરામં,
સંસારરોગહરમૌષધમદ્વિતીયમ્ ૬

પ્રાતઃર્ભજામિ શિવમેકમનંતમાદ્યં;
વેદાંત વેદ્યમખિલં પુરુષં મહાંતમ્
નામાદિભેદરહિતં ષડભાવશૂન્યં,
સંસાર રોગહર મૌષધમદ્વિતીયમ, ૭

પ્રાતઃસમુત્થાય શિવંવિચિંત્ય,
શ્લોકત્રયં યેડનુદિનં પઠંતિ,
તે દુઃખજાતં બહુજન્મસંચિતં,
હિત્વા પદં યાંતિ તદેવ શંભો. ૮



## ૨ સંધ્યોપાસના

(દોહરા)

સંધ્યારહસ્ય—સંધ્યા નિત્ય ઉપાસે જે નરનારી જગમાંય;
નિષ્પાપી રહે સર્વદા મરતાં વૈકુંઠ જાય. ૧

માનવ દેહ છે કલ્પવૃક્ષ, મૂળ સંધ્યા કહેવાય;
શાખા વેદ ને પાન પુલ, કર્મ ધર્મ શ્રુતિ ગાય ૨

મૂળનું રક્ષણ જે કરે, તે પામે ફળ ભોગ;
રક્ષે નહિ દુઃખ ભોગવે, પાપ યોનિ સંજોગ ૩

સેવા પૂજા વ્યર્થ છે, જો સંધ્યા નવ થાય;
પાપ હણ્યા વિણુ પુણ્ય નહિ, દીપ વિણુ તમ નવ જાય. ૪

સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી ઓઢી હરરોજ પૂર્વ કે ઉત્તરાભિમુખે સૂર્યની સામે કે દેવ મંદિર સામે આસન ઉપર બેસી પોતાની પાસે તરભાણું, જળપાત્ર, આચમની, અર્ઘ્યપાત્ર અને બીજો ઉપયોગી પૂજાનો સામાન ચંદન, પુષ્પ, દુર્વા, દર્ભ તુલસી, બીલી, જવ, તલ વીગેરે એક થાળમાં મુકી રાખવો અને વિધિપૂર્વક નીચે પ્રમાણે સંધ્યા કરવી.

વિભૂતિધારણ—જમણા હાથમાં યજ્ઞકુંડની કે તીર્થપ્રસાદ રૂપ વિભૂતિ લઇ નીચેના મંત્રો ભણી મૃત્યુંજય રૂદ્ર દેવતાની સ્તુતિ કરી ત્રિપુંડ્રરુપે અનુક્રમે કપાળે, કંઠે, બન્ને ખભે અને હૃદયે લગાડવી. ( સ્ત્રીઓએ અને શુદ્રોએ કોરી જળ વિનાની વિભૂતિ લગાડવી.)

(દોહરા)

"દિવ્યવિભૂતિ યજ્ઞની, ટાળે દેહ અભિમાન,
દિવ્યભાવ દેહે ધરી ધરીએ પ્રભુનું ધ્યાન. ૫

અવિનાશી છે આતમા, અવિનાશી હરિનામ,
ભસ્મીભૂત આ દેહ છે, ત્યજીએ ગર્વ તમામ ૬

ત્રિગુણાતીત ત્ર્યંબક ભજું ધરું વિભુતિ અંગ;
મૃત્યુંજય મૃત્યુહરો આપો પુષ્ટિ સુગંધ ૭

ૐ ત્ર્યંબક શિવ યજીએ અમે મૃત્યુંજય મહાકાળ,
મૃત્યુ પાશને ટાળજો ધરીએ વિભૂતિ ભાલ. ૮

ઉપમન્યુ મારકંડના જીવન કરીઆં ધન્ય,
અમર જીવન તેવાં કરો શરણાગતનાં ધન્ય ૯

એતાનિ શિવમંત્ર પવિત્રિતાનિ,
ભસ્માનિ કામદહનાંગ વિભૂષિતાનિ;
ત્રૈપુંડ્રકેણ રચિતાનિ લલાટ દેશે,
લુંપંતિ દેવ લિખિતાનિ દુરક્ષરાણિ ૬

હળદકંકુ (સ્ત્રીઓ માટે)

કુંમ કુંમ ચર્ચિત ચાંદલો સૌભાગ્ય સૂજનાર,
ભાળે આલેખું સદા અખંડ પાલનહાર ૧૦

પછી સંપ્રદાય પ્રમાણે પોતાને કપાળે તિલક, ચાંલો કરવો.
(સંધ્યા અને પ્રાણાયામ કરવાની વિધિ કોઇ વિદ્વાન ગુરુ, આચાર્ય કે બ્રાહ્મણ પાસેથી શીખી લેવી.)

શિખાબંધન—નીચેના મંત્ર ભણી શિખાબંધન અથવા શીખાનો સ્પર્શ કરી મસ્તકે ચંદન પુષ્પ ચઢાવવું.

ઉર્ધ્વકેશ પ્રભુચરણુ છે, પ્રકટી સૃષ્ટિગંગ,
વૈદિક જીવનની ધ્વજા, ફરકે ઉર્ધ્વ અભંગ ૧૧

ઉર્ધ્વકેશી વિરૂપાક્ષી દાનવ શોણિત ભોજને
તિષ્ઠ દેવી શિખામધ્યે, રૌદ્રી રક્ષ સદા જયે. ૧૨

યજ્ઞોપવિત (નીચેનો મંત્ર ભણી યજ્ઞોપવીત પુંજીને ધારણ કરવું. અથવા સ્પર્શ કરવો.)

ૐ બ્રહ્મસુત્ર ઉપવીત છે યજ્ઞરૂપ પવિત્ર,
યજ્ઞાર્થે પાવન થવા, સજીએ શુભ્ર સવિત્ર ૧૩

"ૐ યજ્ઞોપવીતં પરમં પવિત્રં, પ્રજાપતેર્યત્ સહજં પુરસ્તાત,
આયુષ્યમગ્ર્યં પ્રતિમુંચ શુભ્રં, યજ્ઞોપવીતં બલમસ્તુ તેજઃ"

આચમન—ૐ કેશવાય નમઃ ૨ ૐ નારાયણાય નમઃ ૩ ૐ માધવાય નમઃ (ત્રણ આચમન કરવાં) પછી હાથ ધોઇને બીજાં નામો ભણી શરીરનાં અંગોએ જળનો સ્પર્શ કરવો.

| | | | |
|---|---|---|---|
| ૪ | ૐ | ગોવિંદાય નમઃ | (ઉપલા હોઠે જળનો સ્પર્શ કરવો) |
| ૫ | ૐ | વિષ્ણુવેનમઃ | ( નીચલા ,, ,, ) |
| ૬ | ૐ | મધુસૂદનાય નમઃ | ( જમણે નાકે ,, ) |
| ૭ | ૐ | ત્રિવિક્રમાયનમઃ | ( ડાબે નાકે ,, ) |
| ૮ | ૐ | વામનાય નમઃ | ( જમણી આંખે ,, ) |
| ૯ | ૐ | શ્રીધરાયનમઃ | ( ડાબી ,, ,, ) |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ૐ | હૃષીકેશાય નમઃ | ( જમણા કાને જળનો સ્પર્શ કરવો) |
| ૧૧ | ૐ | પદ્મનાભાય નમઃ | ( ડાબા ,, ,, ) |
| ૧૨ | ૐ | દામોદરાય નમઃ | ( જમણા ખભે ,, ) |
| ૧૩ | ૐ | શંકર્ષણાય નમઃ | ( ડાબા ,, ,, ) |
| ૧૪ | ૐ | વાસુદેવાય નમઃ | ( છાતીએ ,, ,, ) |
| ૧૫ | ૐ | પ્રદ્યુમ્નાય નમઃ | ( ઉદરે ,, ,, ) |
| ૧૬ | ૐ | અનિરૂદ્ધાય નમઃ | ( જમણી કેડે જળ ,, ) |
| ૧૭ | ૐ | પુરુષોત્તમાયનમઃ | ( ડાબી કેડે ,, ,, ) |
| ૧૮ | ૐ | અધોક્ષજાય નમ; | ( જમણી જાંઘે ,, ) |
| ૧૯ | ૐ | નારસિંહાય નમઃ | ( ડાબી ,, ,, ) |
| ૨૦ | ૐ | અચ્યુતાય નમઃ | ( જમણી ગુંટણે ,, ) |
| ૨૧ | ૐ | જનાર્દનાય નમઃ | ( ડાબા ,, ,, ) |
| ૨૨ | ૐ | ઉપેન્દ્રાય નમઃ | ( જમણા પગે ,, ) |
| ૨૩ | ૐ | હરયે નમઃ | ( ડાબા ,, ,, ) |
| ૨૪ | ૐ | શ્રી કૃષ્ણાય નમઃ | ( સર્વાંગે ,, ,, ) |

પ્રાણાયામ—(નીચેનો મંત્ર ભણી એક વખત કે ત્રણ વખત પ્રાણાયામ કરવા. પ્રાણાયામની વિધિ બ્રાહ્મણ પાસેથી શીખવી)

"ૐ નમો ભગવતે વાસુદેવાય." (દ્વાદશાક્ષરી મંત્ર)

સંકલ્પ—( હાથમાં જળ લઇ સંકલ્પ કરવો.)

અત્રાદ્ય દિને મમ સકલ પાતક ક્ષયદ્વારા પરબ્રહ્મ પરમેશ્વર પ્રીત્યર્થે સંધ્યોપાસનં અહં કરિષ્યે. ( જળ નીચે મુકવું.)

સૂર્યધ્યાન—ધ્યેયઃસદાસવિતૃમંડલમધ્યવર્તી,—
નારાયણઃ સરસિજાસનસંનિવિષ્ટઃ;
કેયૂરવાન્ મકરકુંડલવાન્ કિરીટી,
હારી હિરણ્મયવપુર્ધૃતશંખચક્રઃ ॥ ૧ ॥

ગાયત્રી ધ્યાન—ગાયત્રીં ત્ર્યક્ષરાં બાલાં સાક્ષસૂત્રકમંડલું,
શ્વેતવસ્ત્રાં ચતુર્હસ્તાં હંસવાહનસંસ્થિતાં;
સર્વવેદ કૃતોત્સંગાં સર્વસિધ્ધિસમન્વિતાં,
બ્રહ્માણીં બ્રહ્મદૈવત્યાં બ્રહ્મલોકનિવાસિનીં,
ધ્યાયામહે વરાં દેવીમાયાંતીં સૂર્યમંડલાત્,
આગચ્છ વરદે દેવિ ત્ર્યક્ષરે બ્રહ્મવાદિનિ;
ગાયત્રિ વેદ માતશ્ચ બ્રહ્મયોનિ નમોસ્તુતે ॥૨॥

(નમસ્કાર કરી પછી જમણા હાથમા જળ લઇ નીચે પ્રમાણે બોલી પ્રાયશ્ચિત કરવા મંત્રાચમન કરવું)

મંત્રાચમન—કાળાત્મા તમે સૂર્ય છો, કામ ક્રોધ તમહાર;
(દોહરા) સઘળાં પાતક બાળજો, સાહ્ય કરો અઘહાર. ૯
કાયિક વાચિક માનસિક, જેજે પાતક મેં કર્યાં;
સંભારૂં ફરી નહિ કરું, પરજાળો હવિરુપ ધર્યાં. ૧૦
હોમુંછું તુંજ જ્યોતમાં, તું જ્યોતિ અમૃત;
ભસ્મ કરી રક્ષો મને, તું છે સત્ય તું ઋત. ૧૧

"ૐ સૂર્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા" (આચમન કરી જવું)

માર્જન—(નીચેનો દોહરો ભણી જળથી શરીરે માર્જન પ્રોક્ષણ કરવું)

શ્રધ્ધા રુપ જળદેવતા તું સુખદાતા માત;
"દુઃખદારિદ્રને દૂર કરી, દે સુખ શાંતિ સાથ. ૧૨

અર્ઘ્ય પ્રદાન—(નીચેનો ગાયત્રી મંત્ર અથવા દ્વાદશાક્ષરી મંત્ર ભણી ઉભાથઇને સૂર્યનારાયણને ચાર વખત અર્ઘ્ય એટલે ગંધ પુષ્પ તુળસી સાથે જળની અંજળીઓ આપવી.)

ગાયત્રી મંત્ર—ૐ "યો દેવઃસવિતાઽસ્માકં મનઃ પ્રાણેંદ્રિય ક્રિયાઃ
"પ્રચોદયતિ તદ્ભર્ગો, વરેણ્યં સમુપાસ્મહે";

દ્વાદશાક્ષરી મંત્ર—"ૐ નમો ભગવતે વાસુદેવાય."

ૐ સવિતા સૂર્યનારાયણાય ઇદં અર્ઘ્યં દત્તંનમમ.

( જળ તરભાણામાં પાડવું )

ઉપસ્થાન–(અર્ઘ્ય આપ્યા પછી નીચે પ્રમાણે બોલી સૂર્યપ્રાર્થના કરવી)

"ઉદયગિરિમુપેતં ભાસ્કરં પદ્મહસ્તં
"નિખિલભુવનનેત્રં, રત્નરત્નોપમેયં;
"તિમિરકરીમૃગેન્દ્રં, બોધકં પદ્મિનીનાં,
"સુરવરમભિવંદે, સુંદરં વિશ્વવંદ્યમ્. ॥ ૧ ॥
"એક ચક્ર રથો યસ્ય દિવ્યઃ કનક ભૂષિતઃ;
"સમે ભવતુ સુપ્રીતઃ પદ્મ હસ્તો દિવાકરઃ ॥ ૨ ॥

ગાયત્રી જપ—(ઉપસ્થાન કરી, પછી બેસીને ગાયત્રી મંત્રકે દ્વાદશાક્ષરી મંત્રના જપ યથા શક્તિ કરવા, પછી જળ લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો)

કર્મબ્રહ્માર્પણ—અનેન સંધ્યોપાસનકર્મણા બ્રહ્મસ્વરુપી ભગવાન્ પરમેશ્વરઃપ્રીયતાં નમમ.

ૐ તત્સદ્ બ્રહ્માર્પણ મસ્તુ (જળ નીચે મુકવું)
ૐ વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ ૐ



## ૩ નિત્યહોમ

સંકલ્પ—(હાથમાં જળ લઇ) અત્રાદ્ય૦ નિત્ય કર્માનુષ્ઠાન સિધ્યર્થં નિત્ય હોમં કરિષ્યે. (જળ નીચે મુંકવું)

ભુશુદ્ધિઃ—(ત્રાંબાના કુંડામાં અથવા છાણુમાટીથી લીંપેલી એકવેંત લાંબી પહોળી માટીની વેદી ઉપર દર્ભ અને જળથી નીચેનો મંત્રભણી પૂર્વાભિમુખે બેસી પ્રોક્ષણ કરવું)

"ૐ અપવિત્રઃ પવિત્રોવા, સર્વા વસ્થાં ગતોપિવા;
"યઃ સ્મરેત્ પુંડરિકાક્ષં, તેન શુદ્ધિઃ સદા ભવેત્."

(પછી તેમાં લૌકિક અગ્નિ (દેવતા) મુકી ગંધ પુષ્પ ચઢાવી નમસ્કાર નીચેનો દોહરો ભણી કરવા)

પૂજન—"દિવ્ય તેજ સઉ દેવનું, છો તમે દેવનું મુખ;
"નમન કરી સ્વાગત કરું રહો આગન સન્મુખ." ૧૩

(પછી ઘીમાં બોળેલા દર્ભના એકવેંત લાંબા ત્રણ કકડા, અથવા સમિધના કે સુખડ છાણના ત્રણ ઘીમાં બોળેલા કડકા, ઉભા થઇને અગ્નિમાં હોમી દેવા. જળથી અગ્નિ કુંડની પ્રદક્ષિણા કરવી, પછી બેસી ગાયત્રી ભણી ભુંગળીથી પુંક મારી ભડકો કરવો અને તેવા પ્રજવંલિત અગ્નિમાં ચોખા અથવા જવ ઘીવાળા અને તે સાથે સુખડ ગુગુળ કપુર કાગલી ખાંડ વીગેરે સુગંધી પદાર્થનો થોડો ભુકો ઉમેરી, તેમાંથી જમણા હાથની વચલી બે આંગળીઓ અને અંગુઠાથી ચપટી ભરી છતે હાથે નીચે પ્રમાણે મંત્રો ભણી છ આહુતિઓ આપવી.

૧ ૐ અગ્નયે નમઃ ઇદં અગ્નયે નમમ, ૨ ૐ વાયવેનમ: ઇદં વાયવેનમમ,, ૩ ૐ સૂર્યાયનમઃ ઇદં સૂર્યાય નમમ.

૪ ૐ અગ્નિવાયુ સૂર્યેભ્યો નમઃ ઇદં અગ્નિવાયુસૂર્યેભ્યો નમમ, ૫ ૐ પ્રજાપતયે નમઃ ઇદં પ્રજાપતયે નમમ, ૬ ૐ અગ્નયે સ્વિષ્ટકૃતેનમઃ ઇદં અગ્નયે સ્વિષ્ટકૃતે નમમ.

પ્રાર્થના–શ્રધ્ધાં મેધાં યશ : પ્રજ્ઞાં, વિદ્યાં પુષ્ટિં શ્રિયં બલં
(દોહરા) "તેજ આયુષ્યમારોગ્યં દેહિમે હવ્યવાહન" ૧

"કાંડદ્વયોપપાદ્યાય, કર્મ બ્રહ્મસ્વરુપિણે;
"સ્વર્ગાપવર્ગદાત્રે ચ યજ્ઞેશાય નમોસ્તુ તે. ૨
"અપુત્રા : પુત્રિણ : સંતુ, પુત્રિણ : સંતુ ધાર્મિકાઃ
"નિર્ધના : સધના : સંતુ, જીવંતુ શરદાં શતમ્ ૩
"સર્વેપિ સુખિન : સંતુ સર્વેસંતુ નિરામયા;
સર્વે ભદ્રાણિ પશ્યંતુ, મા કશ્ચિત્ દુઃખમાપ્નુંયાત્." ૪

ૐ શાંતિ : શાંતિ :ૐ શાંતિઃ (વિભૂતિ કપાળે લગાડવી.)

સંકલ્પ–(જળ લઇ) અનેન નિત્ય હોમાર્ચનેન ભગવાન યજ્ઞેશઃ પ્રીયતાં નમમ : ૐ તત્સદ્ બ્રહ્માર્પણ મસ્તુ.

---

સૂચના–આ અગ્નિ રસોડામાં લઇ જઇ તે ઉપર રસોઇ કરવી, તથા તેજ અગ્નિ ઉપર વૈશ્વદેવ ભોજન વખતે કરવો. જેને ઘેર પુરૂષ વર્ગ નિત્ય હોમ, પૂજા તર્પણને વૈશ્વદેવ કરતા હોય, તેને ઘેર સ્ત્રીઓએ તે કર્મો જુદાં કરવાં નહિ, વળી જેમનાથી જ્યારે હોમ ન બની શકે ત્યારે હોમને બદલે ઘી કે ચોખાનું દાન દક્ષિણા મુકી બ્રાહ્મણને આપવું, પણ કર્મનો લોપ કરવો નહિ.

## ૪ દેવપૂજા



દેવપૂજન કરતાં પહેલાં ઘરના અને દેવમંદિરના ઉમરા અબોટ જળથી કરી કંકુ, ફુલ ચઢાવી વાસ્તુદેવતાને નીચે પ્રમાણે બોલી નમસ્કાર કરવા.

(દોહરા) "ઉમરા પુજી હું પુજું ઘરના વાસ્તુ દેવ;
ગૃહ સુખ આપો સર્વદા દુઃખ ટાળો તત્‌ખેવ." ૧

(પછી દેવમંદિર સન્મુખ આસન પર બેસી નીચેનું પદ બોલવું.

### મંગળમંદિર

### પદ ૨૫ (રાગ ભૈરવી ત્રિતાલ)

મંગળ મંદિર ખોલો, દયામય મંગળ મંદિર ખોલો.
જીવનવન અતિ વેગે વટાવ્યું દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો, શિશુંને ઉરમાં લો લો દયા૦ ૧
નામ મધુર તમ રટ્યું નિરંતર, શિશુસહ પ્રેમે બોલો;
દિવ્ય ભાવ તરસ્યો છું બાળક, પ્રેમ અમીરસ ઢોળો-દયા૦ ૨

### પદ ૨૬ ( ગૌરી તીનત્તાલ )

અખીયાં હરિ દરસનકી પ્યાસી—
દેખ્યો ચાહત કમલ નૈનકો,
નિશદિન રહત ઉદાસી—અખીયાં૦ ૧
કેસરી તિલક મોતનકી માલા,
બિંદ્રા બનકે વાસી—અખીયાં૦ ૨
સુરદાસ પ્રભુ તુમરે દરસબિન,
નહિ છુટત જનમ મરણકી ફાંસી અખીયાં ૩



# દેવ મંદિરમાં પંચાયતન દેવ સ્થાપનનો ક્રમ

| વિષ્ણુ પંચાયતન | ( પૂર્વ ) | સૂર્ય પંચાયતન |
|---|---|---|
| શિવ ગણેશ<br>વિષ્ણુ<br>દેવી સૂર્ય | શિવપંચાયતન | શિવ ગણેશ<br>સૂર્ય<br>દેવી વિષ્ણુ |
| ( ઉત્તર ) | વિષ્ણુ સૂર્ય<br>શિવ<br>દેવી ગણેશ | (દક્ષિણ) |
| દેવી પંચાયતન | | ગણેશ પંચાયતન |
| વિષ્ણુ શિવ<br>દેવી<br>સૂર્ય ગણેશ | ( પશ્ચિમ ) | વિષ્ણુ શિવ<br>ગણેશ<br>દેવી સૂર્ય |

ઘંટા૦ ૦શંખ

સૂચના—શિવ, વિષ્ણુ, સૂર્ય, દેવી અને ગણેશ એ પાંચ દેવોમાં જેને જે દેવ મુખ્ય ઇષ્ટ રૂપ હોય તેણે તે દેવને મંદિરમાં મધ્ય ભાગે પધરાવી પછી ઉપર તેના પંચાયતનમાં બતાવ્યા પ્રમાણે બીજા દેવોને ચારે ખુણે પધરાવવા. તેજ ક્રમ પ્રમાણે તે તે દેવને રોજ સ્થાનમાં રાખવા. પણ ક્રમમાં ફેરફાર કરવો નહિ. ગમે તેમ ગોઠવે પાપ લાગે છે.

પ્રથમ આચમન પ્રાણાયામ કરી અથવા જમણે કાને નેત્રે જળનો સ્પર્શ કરી નીચે પ્રમાણે ઇષ્ટ દેવોને નમસ્કાર કરવા.

શ્રી ગણેશાયનમ : શ્રી લક્ષ્મી નારાયણાભ્યાં નમ : શ્રી ઉમા માહેશ્વરાભ્યાં નમ : શ્રી વાણી હિરણ્યગર્ભાભ્યાં નમ : શ્રી ગુરુભ્યો નમઃ શ્રી માતાપિતૃચરણ કમલેભ્યો નમ : શ્રી સર્વેભ્યો દેવેભ્યો નમ : શ્રી સર્વેભ્યો બ્રાહ્મણે ભ્યોનમો નમ : સ્વસ્તિરસ્તુ.

## ગણપતિ સ્મરણ

( શ્લોકા : ) સુમુખ શ્ચૈકદંતશ્ચ કપિલો ગજકર્ણક :
લંબોદર શ્ચ વિકટો વિઘ્નનાશો વિનાયક : ૧

ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચંદ્રો ગજાનન :
દ્વાદશૈતાનિ નામાનિ ય : પઠેચ્છૃણુયાદપિ ૨

વિદ્યારંભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા
સંગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે ૩

શુક્લાંબરધરં દેવં શશિવર્ણં ચતુર્ભુજં
પ્રસન્નવદનં ધ્યાયેત્સર્વવિઘ્નોપશાન્તયે ૪

લાભસ્તેષાં જયસ્તેષાં કુતસ્તેષાં પરાજય :
યેષામિન્દીવરશ્યામો હૃદયસ્થો જનાર્દન : ૫

અભીપ્સિતાર્થસિધ્યર્થં પૂજીતો ય : સુરાસુરૈ :
સર્વવિઘ્નહરસ્તસ્મૈ ગણાધિપતયે નમ : ૬

વક્રતુંડમહાકાય સૂર્ય કોટી સમ પ્રભ
નિર્વિઘ્નં કરૂ મે દેવ સર્વ કાર્યેષુ સિદ્ધિદ : ૭

સર્વદા સર્વકાર્યેષુ નાસ્તિ તેષામમંગલં
યેષાં હૃદિસ્થો ભગવાન્ મંગલાયતનં હરિ : ૮

સર્વમંગલમાંગલ્યે શિવે સર્વાર્થસાધિકે
શરણ્યે ત્ર્યંબકે ગૌરિ નારાયણિ નમોસ્તુ તે ૯

તદેવ લગ્નં સુદિનં તદેવ તારાબલં ચંદ્રબલં તદેવ
વિદ્યાબલં દૈવબલં તદેવ લક્ષ્મીપતે તેંઽઘ્રિયુગં સ્મરામિ ૧૦

યત્ર યોગેશ્વર : કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધર :
તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવાનીતિ મતિર્મમ ૧૧

સર્વેષ્વારંભકાર્યેષુ ત્રયસ્ત્રિભુવનેશ્વરા:
દેવા દિશંતુ ન : સિદ્ધિં બ્રહ્મેશાનજનાર્દના : ૧૨

વિનાયકં ગુરું ભાનું બ્રહ્મવિષ્ણુમહેશ્વરાન્
સરસ્વતીં પ્રણમ્યાદૌ સર્વકાર્યાર્થસિધ્ધયે ૧૩

સંકલ્પ—(જમણા હાથમાં આચમનીમાં પાણી લઈ અદ્ય પૂર્વોચ્ચારિતતિથૌ. અમુક વાસરે મમ આત્મન: શ્રુતિ સ્મૃતિ પુરાણોક્ત પુણ્યફલ પ્રાપ્ત્યર્થં સકુટુંબાનાં ક્ષેમ: સ્થૈર્ય, આયુ: આરોગ્ય, ઐશ્વર્યાદિ અભિવૃધ્ધ્યર્થં શ્રી પરમેશ્વર પ્રીત્યર્થં યથાશકિત યથાજ્ઞાનેન સર્વ દેવપૂજાં કરિષ્યે. (પાણી મુકી દેવું અને ફરીથી પાણી લેવું). તદંગભૂતં આસન દિગ્રક્ષણ કલશારાધનં ચ કરિષ્યે (પાણી મૂકી દેવું).

આસનં-પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા,
ત્વંચધારયમાં દેવિ, પવિત્રંકુરૂ ચાસનમ્

દિગ્રક્ષણ :—(ડાબા હાથમાં ચોખા અથવા સર્ષવ રાખી તેના પર જમણો હાથ ઢાંકી બોલવું)

અપસર્પંતુ તે ભૂતા યે ભૂતા ભૂમિ સંસ્થિતા:
યે ભુતા વિઘ્નકર્તારસ્તે નશ્યંતુ શિવાજ્ઞયા. ૧

અપક્રામંતુ ભૂતાનિ પિશાચા ; સર્વતો દિશં;
સર્વેષામવિરોધેન પૂજાકર્મ સમારભે. ૨

(ચારે બાજુએ ચોખા વેરી નાંખવા. ને જમણે કાને પાણી અડકાડી, ડાબી તરફ જમીન પર ચોખા મૂકી તેના પર પૂજાનો પાણીનો ભરેલ કળસ મૂકી જમણા હાથથી કલશને અડકી નીચેનો મંત્ર ભણવો.)

કલશારાધન—ગંગે ચ યમુને ચૈવ ગોદાવરી સરસ્વતી;
નર્મદે સિંધુકાવેરી, જલેઽસ્મિન્સંન્નિધિં કુરુ ૧
બ્રહ્માંડોદરતીર્થાનિ, કરૈઃ સ્પૃષ્ટાનિ તે રવે;
તેન સત્યેન મે દેવ, તીર્થં દેહિ દિવાકર ૨

શ્રી દિવાકરાય નમઃ ચંદન પુષ્પ ચઢાવી સુર્યને નમસ્કાર કરવા. પછી કળશમાં ચંદન પુલ નાંખી કળશને ચાર બાજુપર ચાંલ્લા કરવા ને પગે લાગવું. વરુણાય નમઃ સર્વોપચારાર્થે નમસ્કારાન્ સમર્પયામિ.

પૂજાના સર્વ સાહિત્યને જમણે હાથેથી તેમાંનું પાણી છાંટવું તે મંત્ર નીચે પ્રમાણે ભણવો.

ૐ અપવિત્રઃ પવિત્રો વા, સર્વાવસ્થાંગતો પિ વા
"યઃ સ્મરેત્પુંડરીકાક્ષં,સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ

(એ મંત્રથી પોતાના શરીરને પણ પાણી છાંટી પવિત્ર કરવું.)

દીપપૂજન—ભો દીપ બ્રહ્મરુપ, સ્ત્વંહ્યંધકાર નિવારક;
ઇમાંમયા કૃતાંપૂજાં ગૃહણુસ્તેજઃ પ્રવર્ધય.
દીપાયનમઃ ગંધાક્ષત પુષ્પં સમર્પયામિ.

શંખપૂજન–(શંખને નવડાવી ચંદન પુલ ચડાવવાં).

ચંદ્રાર્કૌ શંખદૈવત્યં કુક્ષૌ વરુણ દેવતાં
પૃષ્ઠે પ્રજાપતિશ્ચૈવ અગ્રે ગંગા સરસ્વતી ૧

ત્વં પુરા સાગરોત્પન્નો વિષ્ણુના વિધૃત : કરે
નિર્મિત : સર્વદેવૈશ્ચ પાંચજન્ય નમોસ્તુ તે ૨

શંખાયનમ : સકલ પૂજાર્થે ગંધાક્ષત પુષ્પાણિ સમર્પયામિ.

ઘંટાપૂજન—(ઘંટાને ચંદન પુલ ચડાવી વગાડવી.)
આગમાર્થં તુ દેવાનાં, ગમનાર્થં તુ રક્ષસામ્
કુરુ ઘંટારવં શુદ્ધં, દેવતાલ્હાદનાય ચ ૩
હિનસ્તિ દૈત્યતેજાંસિ સ્વનેનાપૂર્યયા જગત
સા ઘંટાપાતુ નો દેવી પાપેભ્યો નઃ સુતાનિવ. ૪

ઘંટાયૈ નમ : સકલ પૂજાર્થે ગંધાક્ષત પુષ્પાણિ સમર્પયામિ

સર્વદેવ ધ્યાનમ્–નમોસ્ત્વનંતાય સહસ્ર મૂર્ત્તયે,
સહસ્રપાદાક્ષિ શિરોરુ બાહવે;
સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે,
સહસ્રકોટી યુગ ધારિણે નમઃ ૧

શ્રી અમુક પંચાયતન દેવેભ્યો : નમ : ધ્યાનં સમર્પયામિ
આવાહન–આગચ્છ દેવ દેવેશસ્થાને ચાત્ર સ્થિરો ભવ,
યાવત્પૂજાં કરિષ્યામિ તાવત્ત્વં સંન્નિધૌ ભવ ૧

શ્રી અમુક૦ દેવેભ્યો નમ : આવાહનાર્થે પુષ્પ સ૦

આસન–રમ્યં સુશોભનં દિવ્યં સર્વ સૌખ્યકરં શુભં;
આસનંચ મયા દત્તં ગૃહાણ પરમેશ્વર ૨

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ આસનાર્થે પુષ્પં સમર્પયામિ
પાદ્ય–ઉષ્ણોદકં નિર્મલં ચ સર્વ સૌગન્ધ્યસંયુતં;
પાદપ્રક્ષાલનાર્થાય દત્તં તે પ્રતિગૃહ્યતાં ૩

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ પાદ્યં સમર્પયામિ.
અર્ધ્ય–(આચમનીમાં પાણી ચંદન પુષ્પ લઈ ચડાવવું).
અર્ધ્યં ગૃહાણ દેવેશ ગંધપુષ્પાક્ષતૈઃ સહ;
કરુણાકર મે દેવ ગૃહાણાર્ધ્યં નમોસ્તુ તે. ૪

શ્રી અમુક૦ દેવેભ્યો૦ અર્ધ્યં સમર્પયામિ.
આચમનીયમ્–સર્વતીર્થસમાયુકતં સુગંધી નિર્મલં જલં;
આચમ્યતાં મયા દત્તં ગૃહાણ પરમેશ્વર. ૫
શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ આચમનીયં સમર્પયામિ.

સ્નાનં—ગંગા સરસ્વતી રેવા પયોષ્ણી નર્મદા જલૈ;
સ્નાપિતોઽસિ મયા દેવ તથા શાન્તં કુરૂષ્વ મે.
શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ સ્નાનં સ૦

પંચામૃત સ્નાનમ્—(દુધ, દહી, ઘી, મધ, ખાંડ ચડાવવાં).
પયોદધિ ઘૃતંચૈવ મધુ ચ શર્કરાયુતં
પંચામૃતં મયાનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં
શ્રી અમુકદેવેભ્યો પંચામૃતં સ૦ (જો છુટું ચડાવવું હોય તો)
પયઃસ્નાનમ્—કામધેનુ સમુદ્દ્ભૂતં સર્વેષાં જીવનં પરં;
પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાર્થમર્પિતં ૧

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ પયસ્નાનં સમર્પયામિ.
પયસ્નાનાંતે શુધ્ધોદક સ્નાનં સ૦

દધિસ્નાનમ્—પયસસ્તુ સમુદ્‌ભૂતં મધુરામ્લં શશિપ્રભં;
દધ્યાનિતં મયા દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં ૨

શ્રી અમુક૦ દેવેભ્યો નમ : દધિસ્નાનં સ૦ દધિસ્નાનાંતે શુ૦

ઘૃતસ્નાનમ્—નવનીતસમુત્પન્નં સર્વ સંતોષકારકં;
ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં. ૩

શ્રી અમુક૦ દેવેભ્યો નમ : ઘૃતસ્નાનં સ૦ ઘૃતસ્નાનાંતે શુ૦

મધુસ્નાનમ—તરૂપુષ્પસમુદ્‌ભૂતં સુસ્વાદુ મધુરં મધુ;
તેજઃ પુષ્ટિકરં દિવ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં ૪

શ્રી અમુક૦ દેવેભ્યો નમ : મધુ સ્નાનં સ૦ મધુસ્નાનાન્તે શુ૦

શર્કરાસ્નાનમ—ઇક્ષુસારસમુદ્‌ભૂતા શર્કરા પુષ્ટિકારિકા
મલાપહારિકા દિવ્યા સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં ૫

શ્રી અમુક૦ દેવેભ્યોનમ : શર્કરાસ્નાનં સ૦ શર્કરાસ્નાનાન્તે શુ૦

ઉદ્વર્તનસ્નાનમ્—નાનાસુગંધિ દ્રવ્યં ચ ચંદનં રજનીયુંતં
ઉદ્વર્તનં મયા દત્તં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતાં ૬

શ્રી અમુક૦ દેવેભ્યો નમ : ઉદ્વર્તનસ્નાંન સ૦ ઉદ્વર્તનસ્નાનાંતે શુ૦
પછી નવડાવી ગંધં પુષ્પં સ૦ સર્વોપચારાર્થે નમસ્કારં સ૦

(પછી ઉપરથી પુલ લઇ બેઉ આંખે અડકાડી ડાબી બાજુ પર મૂકવું પછી શંખ જળથી ભરી દેવ ઉપર અભિષેક કરવો.)

(દોહરા)

અભિષેક—સવિતા દેવ આ વિશ્વનાં દુરિત કરો સૌ દૂર

વરસાવો સુખડાં બધે વહે પૂરનાં પૂર ૧

ખાનપાન સૌ જીવનનું જીવન જળ કહેવાય,

આપો શાંતિ શાશ્વતી આપો દેવી માય ૨

તું વ્યાપી છું જળ સ્થળે નભમાં નારાયણ,

શાંતિ : શાંતિ : સર્વમાં શાંતિની શાંતિ પણ ૩

પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદુચ્યતે

પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ૪

ૐ શાંતિ : શાંતિ : શાંતિ :

(પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું) ૫

વસ્ત્રમ—સર્વભૂષાધિકે સૌમ્યે લોકલજ્જાનિવારણે

મયોપપાદિતે તુભ્યં વાસસી પ્રતિગૃહ્યતાં ૭

શ્રી અમુક૦ દેવેભ્યો૦ વસ્ત્રં૦ વસ્ત્રાન્તે આચમનીયં સ૦

યજ્ઞોપવિતમ—નવભિસ્તંતુભિર્યુકતં ત્રિગુણં દેવતામયં :

ઉપવીતં મયા દત્તં ગૃહાણ પરમેશ્વર. ૮

શ્રી૦ યજ્ઞોપવિતં સ૦ યજ્ઞોપવીતાંતે આચમનીયં સ૦ (પાણીમૂકવું).

ચંદનં-શ્રીખંડં ચંદનં દિવ્યં ગંધાઢયં સુમનોહરં;

વિલેપનં સુરશ્રેષ્ઠ ચંદનં-પ્રતિગૃહ્યતાં. ૯

શ્રી અમુક૦ દેવેભ્યો નમ: ચંદનં સ૦

અક્ષતા—અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠ કુંકુમાક્તા : સુશોભિતા :
મયા નિવેદિતા ભક્ત્યા ગૃહાણ પરમેશ્વર ૧૦
શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ અક્ષતાન્ સ૦

દૂર્વા–કાંડેકાંડે વધી જતી અવિનાશી તું દુરવા
ગૌરિનંદન પ્રિયરૂપા વંશ વૃદ્ધિકરી સદા૦
શ્રી ગણેશાય દુર્વાઃ સમર્પયામિ૦ ૧૧

તુલસી પત્ર—તુલસી હેમરૂપાં ચ રત્નરૂપા ચ મંજરી
ભવમોક્ષપ્રદાં તુભ્યમર્પયામિ હરિપ્રિયાં ૧૨
શ્રી વિષ્ણુવે તુલસી સમ૦

બિલ્વપત્રાણિ—ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રં ચ ત્રિયાયુધં
ત્રિજન્મ પાપસંહાર મેક બિલ્વં શિવાર્પણં ૧૩
શ્રી શંકરાય બિલ્વપત્રાણિ સ૦

પુષ્પાણિ—માલ્યાદીનિ સુગન્ધીનિ, માલત્યાદીનિ વૈ પ્રભો
મયાનીતાનિ પુષ્પાણિ, પૂજાર્થે પ્રતિગૃહ્યતાં ૧૪
શ્રી અમુક૦ દેવેભ્યો૦ પુષ્પાણિ સ૦
સૌભાગ્ય—અબીલં ચ ગુલાલં ચ હરિદ્રાદિ સમન્વિતં
નાનાવિધ પ્રકારેણ પ્રીયતાં પરમેશ્વર
શ્રી અમુક દેવેભ્યો૦ અબીલં ગુલાલં સ૦ ૧૫

ધૂપ—વનસ્પતિરસોદ્‌ભૂતો ગંધાઢયો ગંધ ઉત્તમ :
આઘ્રેય : સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતાં ૧૬

શ્રી અમુક દેવેભ્યો૦ ધૂપં આઘ્રાપયામિ૦
દીપં—સાજ્યં ચ વર્તિસંયુકતં વહ્નિનના યોજિતં મયા

દીપં ગૃહાણ દેવેશ ત્રૈલોકયતિમિરાપહ ૧૭
શ્રી અમુક દેવેભ્યો૦ દીપં દર્શયામિ૦

નૈવેદ્યં—શર્કરા ખંડખાદ્યાનિ દધિક્ષીરઘૃતાનિ ચ
આહારં ભક્ષ્યભોજ્યં ચ નૈવેદ્યં પ્રતિગૃહ્યતાં ૧૮
શ્રી અમુક દેવેભ્યો૦ નૈવેદ્યં સ૦ ( પછી ૐ નમો ભગવતે વાસુદેવા ય મંત્ર ભણી તેના પર પાણી છાંટવું ને ડાબો હાથ આંખ આગળ રાખી પંચપ્રાણાહુતિ આપવી.)

પ્રાણાયનમઃ અપાનાયનમઃ વ્યાનાય નમઃ સમાનાયનમઃ ઉદાનાયનમઃ

ભોજનથાળ

પદ ૨૭

આવો આવોને દીન દયાળ દુઃખડાં હરવાને
મેં પ્રેમે પીરસ્યો થાળ; ભોજન કરવાને,
તમે જગત જીવાડણ નાથ, હેત ધરી આવો;
હું દુર્બળ જોડું હાથ, મુજ મન એ વ્હાવો;
તમે ભકત તણી સંભાળ લો છો હું જાણું રે,
છો રંક તણા પ્રતિપાળ; વાણી શું રે વખાણું રે,
તમે ભીલણ કેરાં બોર, હેતે હરિ લીધાં
નરપતિનાં ઉત્તમ અન્ન, અંગીકૃત નહિ કીધાં
સુદામા તણા તાંદુલ, અમૃત સમ ગણીઆ;
તેને રિધિ સિધિ દીધી અનેક, કંચને ઘર ચણીયા

પ્રભુ વિદુરજીને ઘેર, જમી આવ્યા ભાજી
દુર્યોધનનાં મિષ્ટાન, હરિ દીધાં ત્યાગી
વળી કરમાબાઇનો ખીચડો, જાણું તમે જમીયા,
સબળ પરે નહિ ચિત્ત, નિજ જન મન ગમીયા
એવાં જોઇ અતિ દૃષ્ટાંત, મુજ મન રાચું છું
હું દુર્બળ કેરૂં અન્ન લીયો એ યાચું છું
આતો સુક્ષ્મ છે રે પ્રસાદ નહિ પડશે ભારી
પૂરો નીજ જન કેરી આશ, સુણી વિનતી મારી
જળ પાત્ર ધર્યું છે પાસ; પાન કરો પ્રીતે;
વળી તાંબુલનો મુખવાસ, મેલ્યો જગ રીતે.
પ્રભુ પ્રીતે કરૂં સાષ્ટાંગ, મન માની લેજો;
નરસિંહ જાણી નિજ અંગ, દાન દયા દેજો.

## પદ ૨૮ (મુખવાસ)

લેતે જાનેરે શામળીઆ બીડી પાનનકી
બીડી પાનનકી, રે–બીડી પાનનકી લેતે૦

કાથો રે ચુનો રામા લવીંગ સોપારી;
બીડી બની હૈ નાગરપાનનકી લેતે૦

હમ તુમ મીલકર ચોસર ખેલે,
બાજી બની હૈ દીલો જાનનકી લેતે૦

બિંદ્રાબનકી કુંજગલનમેં,
જોડી બની હૈ રાધે શ્યામ નકી લેતે૦

ચંદ્ર સખીરે ભજો બાલકૃષ્ણકું,
જય બોલો રે–રાધે શ્યામનકી લેતે૦

મુખવાસ—(મુખવાસ અર્થે પાન સોપારી ધરાવવાં)

"પૂગીફલં મહદ્દિવ્યં નાગવલ્લી સમન્વિતં;
"એલાદિચૂર્ણ સંયુકતં તાંબુલં પ્રતિગૃહ્યતાં." ૧૯

શ્રી અમુકપં. દેવેભ્યો નમઃ મુખવાસાર્થે તાંબુલં સમ૦

દક્ષિણા—"હિરણ્યગર્ભગર્ભસ્થં હેમબીજં વિભાવસોઃ;
"અનંત પુણ્યફલદં, અતઃ શાંતિં પ્રયચ્છમે." ૨૦

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ યથાશકિત દક્ષિણાં સમર્પયામિ.

નિરાજની—(નીચે પ્રમાણે બોલી કપુરની આરતી કરવી)

"કર્પૂરગૌરં કરુણાવતારં સંસારસારં ભુજગેંદ્રહારં;
"સદા વસંતં હૃદયારવિંદે ભવંભવાની સહિતં નમામિ." ૨૧

"મંગલં ભગવાન્ વિષ્ણુર્મંગલં ગરુડધ્વજઃ;
મંગલં પુંડરિકાક્ષો મંગલાયતનં હરિઃ" ૨૨

"સર્વમંગલમાંગલ્યે શિવે સર્વાર્થસાધિકે;
"શરણ્યે ત્ર્યંબકે ગૌરિ, નારાયણિ નમોસ્તુતે." ૨૩

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ નિરાજનં સમર્પયામિ.

પ્રદક્ષિણા—(નીચેનો શ્લોક બોલી દેવની પ્રદક્ષિણા કરવી)

"યાનિ કાનિ ચ પાપાનિ જન્માંતર કૃતાનિ ચ;
"તાનિ સર્વાણિ નશ્યંતુ, પ્રદક્ષિણ પદેપદે." ૨૪

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ પ્રદિક્ષણાં સમર્પયામિ.

પુષ્પાંજલિ—(નીચેના શ્લોકો બોલી દેવોને પુષ્પો ચઢાવવાં)

(દોહરા)

"યજ્ઞરુપ યજ્ઞેશનું યજન કરી દેવો વર્યા;
"શાશ્વત મહિમા ધર્મનો સ્વર્ગપદે સૌ સંચર્યા." ૪

"હું બાળક કરું વિનતી, સ્વલ્પ પૂજન હું તો કરું;
"કરૂણા કટાક્ષે ભાળજો ભવસાગર સેહુજે તરુ" ૫

(શ્લોકો)—અસિત ગિરિસમં સ્યાત્કજ્જલં સિંધુપાત્રે,
સુરતરુવરશાખા લેખની પત્રમુર્વી;
લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વકાલં
"તદપિ તવગુણાનામીશ પારં ન યાતિ ૨૫

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ, પુષ્પાંજલિં સમર્પયામિ.

પ્રાર્થના—ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ,
ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ;
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ,
ત્વમેવ સર્વં મમ દેવ દેવ. ૨૬

મંત્રહીનં ક્રિયાહીનં ભકિતહીનં સુરેશ્વર;
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુ મે. ૨૭

શ્રી અમુક૦ દેવેભ્યો નમઃ પ્રાર્થના પૂર્વક નમસ્કારં સમર્પયામિ.

અર્પણ—(હાથમાં જળ લઇ) અનેન અમુક પંચાયતન દેવ પૂજનેન
શ્રી પરમેશ્વરઃ પ્રીયતાં નમમ ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ.

તીર્થપ્રસાદ—(સ્નાન કરાવેલું પંચામૃત પીજવું)

(શ્લોક)—અકાળમૃત્યુ હરણં સર્વવ્યાધિ વિનાશનં;
વિષ્ણુપાદોદકં પુણ્યં દિવ્યામૃતં પિબામ્યહં" ૨૮

ૐ વિષ્ણુવે નમઃ વિષ્ણુવે નમઃ વિષ્ણુવે નમઃ



## તિલકવિધિ. પદ ૨૯.

(દેવપૂંજનકરી નીચેની વિધિ સમજી મંગળ તિલક કરવું)

તિલકવિધિ—તિલક તિલક સૌભાગ્યનું, ભાલે શોભે ચંદ;
( દોહરા ) વશીકરણ સૌ દેવનું દે સંપત્ત આનંદ— ૬
કરીએ નિત્યે પ્રેમથી કૃપા પ્રભુની થાય;
ધરીએ ટેક એ ધર્મનો, જમ ભય દૂર ટળી જાય. ૭
શ્વેતગંધ બ્રાહ્મણ કરે, કરી ત્રિપુંડ્ર ને ભાલ;
ઉર્ધ્વ પુંડ્ર ત્રિપુંડ્ર કે, કરે રકત મહિપાળ. ૮
વૈશ્ય કરે આદર થકી, ઉર્ધ્વપુંડ્ર પીતગંધ;
બાકી શૂદ્ર બધા કરે, કૃષ્ણ ગંધનો ચંદ્ર. ૯
સુભગા નિત્ય કરે રીઝી, કંકુ ચાંદલો ભાલ;
ભ્રકુટી મધ્યે વળી કરે, નખલો બિંદુ લાલ. ૧૦
મંગળસૂત્ર આભુષણો, મંગળ અંજન વેષ,
મંગળ માંનીનિ જે સજે, જીવન ધન્ય અશેષ. ૧૧
તિલક કરી વિધિવત પછી ધર્મની દ્રઢતા રાખીએ,
શુભ કરણી સૌભાગ્યનો, કળશ ન નમતો નાંખીએ. ૧૨
વિધવા વિભૂતિ ભાલમાં, રાખે ધરી વિરાગ;
ધવળ વસન દેહે ધરી, ત્યાગે વેષ સુભાગ. ૧૩
કામ ક્રોધ ત્યજી તપ કરે, ધરે નિત્ય હરિ ધ્યાન,
સ્વર્ગપદે તે સંચરે દેવ કરે ગુણગાન. ૧૪
દેવોના અનુગ્રહ થકી દૈવિજીવન થાય,
દેવ હિતાર્થે જીવીએ હિંમત હેતે ગાય. ૧૫

( પછી માત પિતાના ચરણ સ્પર્શી નમન કરવું. )

વંદના—માતરં પિતરં ચૈવ વંદે ગૌરીમહેશ્વરૌ
સુહૃદો સર્વભૂતાનાં યાભ્યાં જાતમિદં જગત્ ૨૯

## માતૃપ્રેમ. પદ ૩૦ (ગરબો)

મીઠા મધુ ને મીઠા મેહુલારે લોલ,
એથી મીઠી તે મોરી માતરે,
જનની જોડ જગે નહિ જડે રે લોલ! (ટેક)

પ્રભુના પ્રેમની એ પુતળી રે લોલ,
જગથી અનેરી એની જાતરે. જનનીની૦ ૧
અમીની ભરેલી એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણુ રે, જનનીની૦ ૨
હાથ ગુંથેલ એના હીરનારે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે....જનનીની૦ ૩
દેવોને દુધ એનાં દોહ્યલાંરે લોલ,
શશીએ સિંચેલ એની સોડયરે....જનનીની૦ ૪
જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કંઇક ભર્યા કોડ રે....જનનીની૦ ૫
ચિતડું ચડેલ એનું ચાકડેરે લોલ,
પળના બાંધેલ એના પ્રાણુરે....જનનીની૦ ૬
મુંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખુટે ન એની લ્હાણુરે....જનનીની૦ ૭
ધરણી માતાએ હશે ધ્રુજતી રે લોલ,
અચળા અચૂક એક માયરે....જનનીની૦ ૮
ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ,
સરખો એના પ્રેમનો પ્રવાહરે....જનનીની૦ ૯
વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે....જનનીની૦ ૧૦
ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસરે....જનની૦ ૧૧

## ૫ બ્રહ્મયજ્ઞ. ( નિત્યપાઠ )

પ્રથમ આચમન પ્રાણાયામ કરીને (અથવા ૐ નમો ભગવતે વાસુદેવાય" એ મંત્ર ભણી જમણે કાને જળનો સ્પર્શ કરીને) ફરીને જમણે હાથે જળ લઈને સંકલ્પ કરવો.

સંકલ્પ—અત્રાદ્ય પુણ્યતિથૌ. ૐ તત્સત્ પરમેશ્વર પ્રીત્યર્થં

બ્રહ્મયજ્ઞમહં કરિષ્યે. (જળ મુકી દેવું)

(બન્ને હાથની અંજળીમાં ગંધાક્ષત, પુષ્પ, તુલસી, દર્ભ રાખી નીચે પ્રમાણે ભણવું.)

( દોહરા )

ૐ કારં બિંદુસંયુકતં, નિત્યં ધ્યાયંતિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ, બ્રહ્મરૂપાય તે નમઃ ૧
"ૐ યો દેવઃ સવિતા સ્માકં મનઃ પ્રાણેંદ્રિયક્રિયાઃ
પ્રચોદયતિ તદ્ભર્ગો વરેણ્યં સમુપાસ્મહે." ૨
ગાયંતં ત્રાયતે યસ્માત્તસ્માદ્ ગાયત્રી ગદ્યતે,
વેદમાતા નમું તને, છંદો રૂપા સરસ્વતી. ૩
વેદ સ્વયંભૂબ્રહ્મ છે, કલ્પવૃક્ષ કહેવાય;
આરાધે જે વેદને, નર નારાયણ થાય. ૪
(ચૌદવિદ્યા)—સાંગોપાંગ મળી બધી, વિદ્યા ચૌદ પ્રકાર,
વરણવી વ્યાસે વિસ્તરી, ઉપનિષદ, પર સાર. ૫
રૂગ્યજુઃ સામ અથર્વએ, ચાર વેદ પરધાન,
આયુર્ધનુ ગંધર્વને શિલ્પ ક્રમે ઉપમાન ૬
(૭વેદાંગ)—છંદ વેદનાં ચરણ છે, કલ્પ હાથ કહેવાય,
જ્યોતિષનેત્ર, નિરૂકત પણ કર્ણરુપ વરણાય. ૭

શિક્ષા નાસિકા વેદની, મુખ વ્યાકરણ ભણાય,
છ અંગો એ વેદનાં, લોક પ્રસિદ્ધ ગણાય. ૮

(ખટશાસ્ત્ર)—ન્યાય, મિમાંસા, યોગનાં, ખટ્ શાસ્ત્રો સમજાય,
પુરાણ, ભારત ભેળવી ચૌદે વિદ્યા થાય. ૯

( ભારત )—નારાયણં નમસ્કૃત્ય, નરં ચૈવ નરોત્તમં,
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્. ૧૦

(ઉપનિષદો)—સર્વોપનિષદો ગાવો, દોગ્ધા ગોપાલનંદનઃ
પાર્થો વત્સ સુધી ર્ભોકતા, દુગ્ધં ગીતામૃતં મહત્. ૧૧

વસુદેવ સુતં દેવં, કંસચાણૂરમર્દનં,
દેવકી પરમાનંદં, કૃષ્ણં વંદે જગદ્ગુરુમ્. ૧૨

પ્રપન્ન પારિજાતાય, તોત્રવેત્રૈકપાણયે,
જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય, વેદામૃત દુહે નમ. ૧૩

( ગીતા )—ગીતા સુગીતા કર્તવ્યા, કિં મન્યૈઃ શાસ્ત્ર વિસ્તરૈઃ
યા સ્વયં પદ્મનાભસ્ય, મુખપદ્માદ્ વિનિઃસૃતા. ૧૪

સર્વ શાસ્ત્રમયી ગીતા, સર્વ દેવમયો હરિઃ
સર્વતીર્થમયી ગંગા, સર્વવેદમયો મનુઃ ૧૫

વેદામૃતં હિ સર્વસ્વં, વિષ્ણોર્વક્ત્રાદ્ વિનિઃસૃતમ્,
ગીતા ગંગોદકં પીત્વા, પુનર્જન્મ ન વિદ્યતે. ૧૬

મલનિર્મોચનં પુંસાં, જલસ્નાનં દિને દિને,
સંકૃદ્ ગીતાં ભસિ સ્નાનં, સંસાર મલનાશનમ્. ૧૭

એકં શાસ્ત્રં દેવકીપુત્રગીતં, એકો દેવો દેવકીપુત્ર એવ,
એકો મંત્રસ્તસ્ય નામાનિ યાનિ, કર્માપ્યેકં તસ્ય દેવસ્ય સેવા. ૧૮

(નવધાભક્તિ)—શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનં,
અર્ચનં વંદનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્. ૧૯

ભણી વેદ વિદ્યા બધી, સાર છે ભગવન્નામ,
હૃદય ધરી બ્રાહ્મણ થતાં પામે બ્રહ્મનું ધામ. ૨૦

પાતક સઘળાં બળી જતાં, છુટે છે ભવ પાશ,
હિંમત મત્ત બની લહે, પરમાનંદ પ્રકાશ. ૨૧

(ભાગવત)—આદૌ દેવકી દેવ ગર્ભજનનં, ગોપી ગૃહે વર્ધનં,
માયા પૂતન જીવિતાપહરણં ગોવર્ધનોદ્ધારણં.

કંસચ્છેદન કૌરવાદિ હનનં કુંતિસુતઃપાલનં,
એતદ્ ભાગવતં પુરાણ કથિતં શ્રીકૃષ્ણ લીલામૃતમ્.૨૨

(રામાયણ)—આદૌ રામ તપોવનાદિ ગમનં હત્વા મૃગંકાચનં,
વૈદેહિ હરણં જટાયુ મરણં સુગ્રીવ સંભાષણં.

વાલી નિર્દલનં સમુદ્ર તરણં લંકાપુરીદાહનં,
પશ્ચાદ્રાવણ કુંભકર્ણ હનનમેતદ્ધિ રામાયણં. ૨૩

યસ્ય સ્મૃત્યા ચ નામોક્ત્યા તપોયજ્ઞક્રિયાદિષુ
ન્યૂનં સંપૂર્ણતાં યાતિ સદ્યો વંદેતમચ્યુતમ્. ૨૪

(ગંધ પુષ્પાદિ આકાશમાં સૂર્યનારાયણ તરફ નાંખવાં)

સંકલ્પ-(જળ લઇ) અનેન બ્રહ્મયજ્ઞેન ભગવાન પરમેશ્વરઃ પ્રીયતાં નમમ.



## ૬ તર્પણવિધિ

( દોહરા )

રહસ્ય–તર્પણ કરીએ ભાવથી દેવપિતૃને સંત,
જનમ જનમનાં પાપનો, આવે જલદી અંત. ૧
પ્રજા વસુ આરોગ્યને દ્વારા આયુષ્ય ભોગ,
તર્પણ નિત્ય કરે મળે શાશ્વત સુખ સંજોગ. ૨
તર્પણ કરીએ ન ખંતથી, શાપ સર્વના થાય,
રૂધિરપાન પિતૃ કરે દેહશોષ થઇ જાય. ૩
જેણે આપ્યાં ધામ ધન, ભોગવી કષ્ટ અપાર,
તેને સુખડાં નવ દીધાં ધિ:ક તેનો અવતાર. ૪

પૂર્વાભિમુખે બેસી આચમન પ્રાણાયામ કરી સંકલ્પ કરવો.

સંકલ્પ—(જળ લઇ) અત્રાદ્ય૦ ૐ૦ તત્સત્પરમેશ્વરપ્રીત્યર્થં દેવ-ઋષિ-પિતૃતર્પણં અહં કરિષ્યે. (જળ મુકી દેવું.)
(તાંબાના તરભાણામાં પવિત્ર જળ ભરી તેમાં દર્ભ, તુલસી, ગંધ, પુષ્પ, જવ, તલ નાંખી દેવોનું આવાહન હાથ જોડી કરવું.)

આવાહન જવ લઇ કરું, વિશ્વદેવ મહાભાગ,
આવો અહીં તર્પણ કરું, સફલ કરો મુજ યાગ. ૫

જનોઇ જમણા હાથમાં પહેરી સીધા દર્ભ રાખી પાણીની અંજલી ખોબો ભરી નીચે પ્રમાણે બોલતાં અનુક્રમે આપ્યા કરવી.

( દોહરા )

દેવતર્પણ–બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરા, તૃપ્ત સદા નિત થાઓ,
તર્પણ ભાવે હું કરું પાતક સઘળાં જાઓ ૬
પ્રજા પતિને ગણપતિ દેવાનુગ ગંધર્વ,
ઋષિગણ સતીગણ વ્યાસને દેવો વેદો સર્વ. ૭

કાળ નાગ અપ્સર ગણો તૃપ્ત સદા નિત થાઓ,
તર્પણ ભાવે હું કરું પાતક સઘળાં જાઓ. ૮
પર્વત, સરિતા, સાગરો, યક્ષ, રક્ષ, આકાશ,
સ્થાવર જંગમ ભૂત ગણ તૃપ્ત થાઓ મુજ આશ. ૯
વનસ્પતિને ઔષધી તરપત સઘળાં થાઓ,
ભાવે તર્પણ નિત કરૂં પાતક સઘળાં જાઓ. ૧૦

ઋષિતર્પણ—(જનોઇ કંઠમાં રાખી. દર્ભને આડા ઝાલી બે હાથ વચ્ચેથી જળની બેબે અંજળી આપવી.)

સનકાદિ ચારે ઋષિ, કપિલ સિદ્ધ ગણધર,
તર્પણ ભાવે હું કરૂં, તૃપ્તિ પામો સર્વ. ૧૧

પિતૃ તર્પણ—(હાથમાં તલ લઇ પિતૃઓનું આવાહન કરવું.)

આવાહન તલ લઇ કરૂં, પિતૃદેવ મહા ભાગ,
આવો તર્પણ અહીં કરૂં, સફળ કરો મુજ યાગ. ૧૨

(તલ જળમાં નાંખી ડાબે હાથે જનોઇ પહેરી, દર્ભને બેવડા વાળી તલ સાથે જમણા અંગુઠા ભણીથી પિતૃઓને જળની ત્રણ ત્રણ અંજળી આપવી.)

કવ્ય વાહન સોમને, યમ અર્યમના ગણ,
અગ્નિષ્વાતા સોમપા, બર્હિષદ ગણ પણ. ૧૩
પિતૃગણ જળ દાનથી, તૃપ્ત સદા સૌ થાઓ,
તર્પણ ભાવે હું કરૂં, પાતક સઘળાં જાઓ. ૧૪
પર્છા આપણાં પિતૃઓ, ત્રણ પેઢીના જેહ,
સ્વર્ગે રહી સુખ ચિંતવે તેની કરીએ સેવ. ૧૫
જીવતાં આજ્ઞા પાળીને, મરતાં શ્રાદ્ધનાં દાન,
ગયા જઇ પિંડદાન દે, પુત્રની પુત્રતા માન. ૧૬
પિતુ પિતા પ્રપિતામહ, અંજળી આપું આપ,[1]

---

૧ આપ એટલે જળ.

સ્વર્ગે રહી સુખ ભોગવો, શાશ્વત કાળ અમાપ. ૧૭
ગુણ તારા કેમ ભુલીએ, અરપું સઘળું ધન,
તો પણ બદલો નવ વળે એવું માને મન. ૧૮
સર્વ સંબંધી અમ તણા માતતાતનાં પક્ષ,
સંભારી તર્પણ કરૂં ખાંતે દેજો લક્ષ. ૧૯
પિતૃ વંશે મૃતા યે ચ માતૃ વંશે તથૈવ ચ,
ગુરૂશ્વસુરબંધુનાં યે ચાન્યે બાંધવાઃ સ્મૃતા. ૨૦
લુપ્તપિંડોદકા યે ચ, પુત્રદાર વિવર્જીતાઃ,
તેષાં જલં મયાદત્તમક્ષય્યં સુપતિષ્ઠતુ. ૨૧
આબ્રહ્મણો યે પિત વંશ જાતા, માતુસ્તથા વંશભવા મદીયાઃ
વંશ દ્વયે યે મમ દાસભૂતા, ભૃત્યાસ્તથૈવાશ્રિતસેવકાશ્ચ. ૨૨
મિત્રાણિ શિષ્યાઃ પશવશ્ચ વૃક્ષા, દૃષ્ટોપદષ્ટાશ્ચ કૃતોપકારાઃ
જન્માંતરે યે મમ સંગતાશ્ચ, તેભ્યઃ સ્વધા તોયમહં દદામિ. ૨૩

(કાકા, મામા, ફોઇ, માશી, દાદા દાદી, બ્હેન, દીકરા, વહું, ધણી, સાસુ, સસરા. ગુરૂ, શિષ્ય, સેવકગણને સંભારી અંજળી આપવી,) પછી જનોઇ જમણા હાથમાં રાખી ગંધ પુષ્પ સર્વ કર્મના સાક્ષી સૂર્યનારાયણને તથા દશે દિશાઓના દેવોને સંભારી પ્રદક્ષિણા કરી આકાશમાં ઉછાળવાં નમસ્કાર કરવા.
સંકલ્પ—(હાથમાં જળ લઇ) અનેન દેવર્ષિપિતૃ તર્પણેન સમસ્ત પિતરઃ સ્વરુપી જનાર્દન વાસુદેવ· પ્રીયતાં નમમ.



## ૭ નિત્યદાન

( દોહરા )

દયા દાન દમ દક્ષતા સ્વર્ગ તણાં સોપાન,
તેમાં દાન વિશિષ્ટ છે ભવજળ તારક વ્હાણ. ૧

પત્ર પુષ્પ ફલ જલ અને અન્ન વસ્ત્ર આગાર,
ગો ભૂ, હિરણ્ય આદિ જે ભોગ્ય ગણ્યાં નિરધાર. ૨

અન ઉપકારી સુપાત્રને દેશકાળ સ્થિતિમાન,
શ્રદ્ધા ભકિતથી બધું દેવું ત્યજી અભિમાન. ૩

આ લોકે સુખ ભોગવે સત્કિર્ત્તિ વિલાસ,
દાતા સ્વર્ગ વિષે વસે અનંતકાળ સુખવાસ. ૪

સુચના—સુપાત્ર બ્રાહ્મણ આદિને યથાશકિત અન્ન, જળ, અથવા વસ્ત્ર, ફળ, પુલ વીગેરે કંઇને કંઇ ભોગના પદાર્થો જે મળે તે દક્ષિણા મુકી નિત્ય આપણા અને પિતૃઓના કલ્યાણ માટે આપવા. આપતી વખતે બ્રાહ્મણ પૂજન કરી નમસ્કાર કરવા.

સંકલ્પ—( જળ લઇ ) અત્રાદ્ય૦ તિથૌ ઇદં પદાર્થં સદક્ષિણાકં આત્મકલ્યાણર્થં પિતૃકલ્યાણાર્થં વા વિષ્ણુરુપાય બ્રાહ્મણાય અહં સંપ્રદદે તેન પરમેશ્વરઃ પ્રીયતાં નમમ.

( જળ મુકી દેવું પછી દાન આપવું )

## ૮ વૈશ્વદેવ

### (પંચમહાયજ્ઞ)

ભોજનના અવસરે પ્રથમ ચૂલામાંથી થોડો અગ્નિ તાંબાના કુંડામાં લઇ તે સન્મુખ રાખી તથા, રાંધેલા ચોખા. (ભાત ઘી વાળો) એક પાત્રમાં લઇને નીચે પ્રમાણે વૈશ્વદેવ હોમ કરવો.

(દોહરા.)

હોમરહસ્ય—પાંચ પાપ નિત્યે બને, ગૃહીને ઘેર અજાણ,
ચૂલો, ઘંટીને ખાંડણી, સાવરણી જળ થાન. ૧
પાતકની શાંતિ થવા, પંચયજ્ઞ વેદે કહ્યા,
કરીએ આળસ પરહરી, વિધિવત શાસ્ત્રે જે લહ્યા. ૨
દેવ પિતૃ, ઋષિ, ભૂતને મનુષ્ય યજ્ઞ કહેવાય,
વૈશ્વદેવ એ નામથી પાંચ પ્રસિધ્ધ ગણાય. ૩
વૈશ્વદેવ કીધા થકી પાતક સઘળાં જાય,
સુખ સંપતિને સ્વર્ગપદ સોમ યાગ ફળ થાય. ૪

(પૂર્વાભિમુખે આસન પર બેસી અગ્નિ સન્મુખ જળ લઇ સંકલ્પ કરવો.)

સંકલ્પ—અત્રાદ્ય૦ મમગૃહે પંચસૂનાજનિતદોષપરિહારદ્વારા નિત્ય કર્માનુષ્ટાન સિધ્ધ્યર્થં વૈશ્વદેવાખ્યં કર્મ કરિષ્યે (જળ મુકી દેવું.)

અગ્નિધ્યાનં—મુખં યઃ સર્વદેવાનાં હવ્યભુક્, કવ્યભુક્ તથા,
પિતૃણાં ચ નમસ્તસ્મૈ વિષ્ણવે પાવકાત્મને. ૫

વૈશ્વાનરાય નમઃ, નમસ્કાર કરવા. પછી ઘી વાળા ભાતને દેવતીર્થથી (છતે હાથે) લઇ નીચે પ્રમાણે મંત્રભણી અગ્નિમાં હોમ કરવો.

(૧) ॐ બ્રહ્મણેનમઃ ઇદં બ્રહ્મણેનમમ, (૨) ॐ પ્રજાપતયે નમઃ ઇદં પ્રજાપતયે નમમ, (૩) ઓમ ગૃહ્યાભ્યો નમઃ ઇદં ગૃહ્યાભ્યો નમમ, (૪) ઓમ કશ્યપાય નમઃ ઇદં કશ્યપાય નમમ, (૫) ઓમ અનુમતયે નમઃ ઇદં અનુમતયે નમમ, (૬) ઓમ વિશ્વેભ્યો દેવેભ્યો નમઃ ઇદં વિશ્વેભ્યો દેવે ભ્યો નમમ, (૭) ઓમ અગ્નયે સ્વિષ્ટ કૃતે નમઃ ઇદં અગ્નયે સ્વિષ્ટ કૃતે નમમ. (ઓમકાર મનમાં બોલવો.)

(આ વખતે દેવને માટે નૈવેદ્યનો થાળ પીરસાવી દેવ સન્મુખ પાટલાપર મુકાવી ગાયત્રીમંત્રથી* થાળને જળ પ્રોક્ષણ કરી તુલસી પત્ર તેમાં મુકી ઘંટા નાદ કરી નેત્ર મીંચી નૈવેધ દેવને ધરાવવું. તથા આચમની જળ ચઢાવી દેવને ગંધ પુષ્પ ચઢાવી થાળ ભોજન શાળામાં લાવી મુકાવવો.)

(ગોગ્રાસ) સુરભિ વૈષ્ણુવી માતા નિત્યં વિષ્ણુપદે સ્થિતા,
ગોગ્રાસં તુ મયાદત્તં સુરભિ પ્રતિ ગૃહ્યતામ્. ૧

(ગાય કુતરા માટે જુદો ભાગ કાઢવો.)

સંકલ્પ—( જળ લઇ ) અનેન વૈશ્વદેવાખ્ય કર્મણા યજ્ઞેશઃ પ્રીયતાં નમમ. ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ.

---

*ગાયત્રીમંત્ર—"ॐ યોદેવઃ સવિતાસ્માકં, મનઃપ્રાણેન્દ્રિયાક્રિયાઃ,
„ પ્રચોદયતિ તદ્ભર્ગો, વરેણ્યં સમુપાસ્મહે."



## ભોજનવિધિ

હાથ, પગ અને મુખ જળથી પખાળીને પાટલા પર બેસવું. જમણા હાથ ભણી જળ પાત્ર રાખવું. ભોંયપર જળથી પોતનું કરીને તે ઉપર ભોજન થાળ સામે મુકવો. પછી નીચે પ્રમાણે વિધિ પૂર્વક જમવું. ( હાથમાં જળ લઇ ) ઓમ નમો ભગવતે વાસુદેવાય." થાળમાં પ્રોક્ષણ કરવું.

અન્નસ્તુતિ—( હાથ જોડી અન્નની સ્તુતિ કરવી )

અન્ન બ્રહ્મ, રસ વિષ્ણું છે, ભોકતા દેવ મહેશ,
એવું સમજીને જે જમે, દોષ ન લાગે લેશ. ૧

બ્રહ્માર્પણં બ્રહ્મહવિ ર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણાહુતં,
બ્રહ્મૈવં તેનગંતવ્યં બ્રહ્મકર્મ સમાધિના. ૨

( પછી પીરસેલા ભાતમાંથી ત્રણ બળીદાન ભોંયપર મુકવા )
૧ "ભૂપતયેનમઃ ૨ ભુવનપતયે નમઃ ૩ ભૂતાનાં પતયે નમઃ"

આપોશન-(જમણા હાથમાં જળ લઇ) " ઓમ અમૃતોપસ્તરણ-મસિ સ્વાહા ") મંત્ર ભણી જળ પીવું. અને પછી નીચે પ્રમાણે બોલી ભાતના પાંચ ગ્રાસ મુખમાં મુકવા.

પ્રાણાહુતી—૧ " પ્રાણાય સ્વાહા, ૨ અપાનાય સ્વાહા, ૩ વ્યાનાય સ્વાહા, ૪ સમાનાય સ્વાહા, ૫ ઉદાનાય સ્વાહા"

---

પછી જમણે કાને જળનો સ્પર્શ કરી યથા રુચી બધું જમવું. વચ્ચમાં થોડું જળ પીવું. જમી રહ્યા પછી ફરી જળ લઇને નીચેનો મંત્ર ભણી આચમન કરવું. ઓમ અમૃતો પિધાન—મસિ સ્વાહા," પછી ઉઠી હાથ મુખ સારી રીતે જળથી ધોઇ તુલસીપત્ર ભક્ષણ કરી ત્રણ જળની અંજલીથી આચમન કરવાં.

(પછી નીચેનો શ્લોક બોલી પેટે હાથ ફેરવવો.)

ગરૂડ અગસ્ત્યને શનિ વળી વડવાનલ ને ભીમ,
નામ સ્મરણ પાચન કરે જેમ રવિ પચાવે હિમ. ૩
ભોજન કરી શતડગ ભરે, તાંબૂલભક્ષે જેહ,
વામ કુખે જે સુઈ રહે, પામે કલેશ ન તેહ. ૪
બ્રાહ્મણ વિધવા ત્યાગીએ તુલસી લેવી હિત,
બીજા ભોગી જન ભલે તાંબુલ સેવે નિત્ય. ૫
હિંગ મરચુ ને આમલી, સોપારી ને તેલ,
જો કાયાનો ખપ કરે તો પાંચે વસ્તુ મેલ. ૬
લવંગ જાયને એલચી, વરીઆળીને દ્રાંખ,
જો કાયાનો ખપ કરે તો પાંચે વસ્તુ રાખ. ૭

## સ્વધર્મશિક્ષા

### (દોહરા) પદ ૩૧

પિતામાતા ગુરુ ભાર્યા પ્રજા દીન જે આશ્રિતો;
જ્ઞાતિ બંધુજન તણો વર્ગ પોષ્યમાં ગણી લીધો. ૪૫
ન્યાયોપાર્જિત ધનવડે કરવું પોષણ કાર્ય;
પણ કદિ ન્યાય નીતિ તજી કરવું નહિ અકાર્ય. ૪૬
ક્ષણભંગુર આ દેહ છે, ક્ષણભંગુર છે ભોગ;
ધર્મનો ત્યાગ ન કીજીએ, સાથી એ પરલોક. ૪૭
સંધ્યાકાળે લઘુ લઘુ કરો યજન ભોજન;
શક્ય હોય તે સાધવાં વિણ પરિતાપ–વજન. ૪૮
સત્સંગ સેવા સાધવી ખાંતે ગુરુ બ્રહ્મનિષ્ઠ;
બોધામૃત ઘટમાં ધરી ભાંગો ભ્રમણા કિલષ્ટ. ૪૯
હિંમત હેતે ગાઈએ, દિનચર્યા નિરવાણ;
નિદ્રા નિર્દ્વન્દ્વભાવની, લઈએ ચતુર સુજાણ. ૫૦

## ગૃહસ્થાશ્રમની પ્રશંસા.

### પદ ૩૨ (છપ્પો)

ગૃહી કરેછે યજ્ઞ, દાન પણ ગૃહી કરે છે;
ગૃહી કરે છે તપ, જીવનભર કષ્ટ ધરે છે;
ગૃહી ધરે છે દયા, દીનનાં દુઃખડા હરે છે;
સુખડાં દેછે સર્વ, સર્વને પાળી મરે છે;
નદી નાળાંની ગતિસ્થિતિ, અંતે જળનીધિ થાય છે;
સ્થાવર જંગમ ભૂતની, તેમ ગતિ ગૃહીગૃહ થાય છે; ૧

(શ્લોક)

„ સાનંદં સદનં સુતાશ્ચ સુધિયઃ કાંતા મનોહારિણી,
„ સન્મિત્રં સ્વધનં સ્વયોષિતિરતિશ્ચાજ્ઞાપરા સેવકાઃ;
„ આતિથ્યં શિવપૂજનં પ્રતિદિનં મિષ્ટાન્નપાનં ગૃહે,
„ સાધોઃસંગમુપાસતે હિ સતતં ધન્યો ગૃહસ્થાશ્રમઃ

(દોહરો)

" સુખ વસો ત્યાંજ જ્યાં ભુલે રંક નિજ દુઃખો;
" જ્યાં પામે આદરમાત્ર, પ્રવાસી ભૂખ્યો" ૨
" તે ધન્ય જીવન ગૃહીજનતણું, સમભાવે સેવા કરે,
" પરહિતમાં હિતનિજ ગણી, સદા સંતોષ ધરે. ૩
" તજ્યા દ્વન્દ્વના ભેદ સૌ, આપ અભેદે નિત રહે,
" તે જીવતાં જીવનમુક્ત, જનક વિદેહી લહે. ૪



## સાયંકાલિકકર્મ.

સંધ્યાકાળે ફરી સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી દેવમંદિર સન્મુખ આસનપર બેસી, પૂજોપચાર જોઇતો સાથે લઇ, પ્રથમ આચમન પ્રાણાયામ કરી અથવા જમણાકાને નેત્રે અને જનોઇએ જળનો સ્પર્શકરી વિભૂતિ ધારણ કરી શિખાબાંધી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

સંકલ્પ—(જળલઇને) અત્રાદ્ય તીર્થો૰ નિત્યકર્માનુષ્ઠાનસિધ્યર્થે સાયંસંધ્યોપાસનાદિન્ અહં કરિષ્યે. (જળ મુકી દેવું)

સૂર્યધ્યાન—(સૂર્યનારાયણનું ધ્યાન કરતાં બોલવું)
નમઃસવિત્રે જગદેકચક્ષુષે, જગત્પ્રસૂતિસ્થિતિનાશહેતવે;
ત્રયીમયાય ત્રિગુણાત્મધારિણે વિરંચિનારાયણશંકરાત્મને.

સંધ્યાધ્યાન—વૃધ્ધાં સરસ્વતીં કૃષ્ણાં પીતવસ્ત્રાં ચતુર્ભુજાં,
આવાહયામ્યહં દેવીમાયાતીં વિષ્ણુમંડલાત્
આગચ્છ વરદે દેવી ત્ર્યક્ષરે વિષ્ણુવાહિનિ,
વૈષ્ણુવિ વિષ્ણુદૈવત્યા વિષ્ણુયોનિ નમોસ્તુતે.

અર્ઘ્યપ્રદાન—(ગંધપુષ્પ તુલસી સાથે જળની અંજળીભરી) ૐ નમોભગવતે વાસુદેવાય" (અથવાગાયત્રીમંત્રભણી) ૐ સવિતા સૂર્યનારાયણાય ઇદં અર્ઘ્યં દત્તં નમમ (કહીત્રણ) વખત અર્ઘ્યની અંજળી આપવી (જળ તરભાણામાં પાડવું,)

પછી ગાયત્રી મંત્રની અથવા "ૐ નમો ભગવતે વાસુદેવાય" એ દ્વાદશાક્ષરી મંત્રની એક કે ત્રણ માળા કરવી. દેવમંદિરમાં અને પછી ઘરમાં દીપ પ્રકટાવી, સુગંધી ધૂપસળી (અગરબતી) સળગાવવી.

દીવાને નમસ્કાર—દીપોજ્યોતિઃપરબ્રહ્મ દીપોજ્યોતિ ર્જનાર્દનઃ,
દીપો હરતુ મે પાપં સંધ્યાદીપ નમોસ્તુતે ૩
શુભંકરોતુકલ્યાણમારોગ્યં સુખસંપદં;
શત્રુબુદ્ધિવિનાશં ચ દીપજ્યોતિર્નમોસ્તુતે ૪

સંકલ્પ—(જળ લઇ) અત્રાદ્ય૦શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે પંચોપચારૈઃ દેવપૂજનમહં કરિષ્યે (જળ મુકી દેવું) દેવ ઉપર ચઢાવેલાં પુષ્પ તુલસીદલાદિ નિર્માલ્ય કાઢી એક ટોપલીમાં મુકવાં.)

પંચોપચારાઃ—(પ્રથમ દેવને શુધ્ધ જળથી ને પુષ્પથી પ્રોક્ષણ કરવું અથવા સ્નાન કરાવી સ્વસ્થાને પધરાવવા)

સ્નાન—"ૐ નમો ભગવતે વાસુદેવાય" સ્નાનં સમર્પયામિ.

૧ ગંધમ્ (ચંદન—કંકુ) ૐ નમો ભગવતે૦ ગંધં સમર્પયામિ.

૨ પુષ્પમાલ્યં—ૐ નમો ભગવતે૦ પુષ્પમાલ્યં સમર્પયામિ.

૩ ધૂપં—ૐ નમો ભગવતે૦ ધૂપં સમર્પયામિ.

૪ દીપં—ૐ નમો ભગવતે૦ ઘૃતદીપં સમર્પયામિ.

૫ નૈવેદ્યં—ૐ નમો ભગવતે૦ ફલાદિ નૈવેદ્યં સમર્પયામિ.

પછી (અનુકૂળતા હોય તો આરતી કરવી તે પછી) સ્તુતિ.

પુષ્પાંજલિ નીચે પ્રમાણે— (શ્લોક)

પુષ્પાંજલિઃ—યં બ્રહ્માવરુણેંદ્ર રૂદ્ર મરુત સ્તુન્વંતિ દિવ્યૈઃ સ્તવૈ
વેંદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયંતિ યં સામગાઃ
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યંતિ યં યોગિનો
યસ્યાતં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ૫

(દેવને પુષ્પો ચઢાવી દેવાં. નમસ્કાર કરવા.)

કર્માર્પણ—(જળ લઇ) અનેન સાયંકાલિક સંધ્યા પૂજનાર્ચનેન ભગવાન્ પરમેશ્વરઃ પ્રીયતાંનમમ. તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ૐ વિષ્ણુવેનમઃ, વિષ્ણુવેનમઃ, વિષ્ણુવેનમઃ ઓમ.

## શયનવિધિ

### પાઠ ૩૩

(રાત્રે લઘુ આહાર કરી, ભજનપાઠ કરી માતા પિતાને વંદન કરી સુવા જવું.)

દોહરા—નારાયણે નિદ્રા સૃજી, રાત્રી સૃજી તે માટ;
નિદ્રાદેવીના અંકમાં, લે વિશ્રાંતિ વિરાટ.* ૧
રાતે વ્હેલા જે સુઇ, વ્હેલા ઉઠે વીર;
મન બુદ્ધિને બળ વધે સુખમાં રહે શરીર. ૨
પહેલો પ્હોર તો ભજનનો, છેલ્લે પ્હોરે અભ્યાસ;
વચલા બે વિશ્રાંતિના કાળે કીધો કયાસ. ૩
નગ્ન કદિ નવ સૂઇએ, સુઇએ ન ઉત્તર શિર;
સુઇએ પાદ પખાળીને, શીર વેષ્ટન કરી ધીર. ૪
દીપક, દંડને પાદુકા, જળપાત્ર, મુખવાસ;
મૃદુશય્યા, વ્યંજન, વળી ઓઢણ રાખો પાસ ૫
સુખશાયી સંભારીને ધરો ધ્યાન જગદીશ;
ફીકર તણો ફાકો કરી લ્યો નિદ્રા નિત નિશ. ૬

ઇષ્ટસ્મરણ—"અગસ્તિ માધવશ્ચૈવ મુચુકુંદો મહાબલ;
"કપિલો મુનરાસ્તીક પંચૈતે સુખશાયિન." ૭
"જલે રક્ષતુ વારાહ, સ્થલે રક્ષતુ વામન;
"અટવ્યાં નારસિંહશ્ચ સર્વતઃ પાતુકેશવઃ." ૮
"યસ્ય સ્મરણમાત્રેણ જન્મ સંસાર બંધનાત્
"વિમુચ્યતે નમસ્તસ્મૈ વિષ્ણુવે પ્રભવિષ્ણુવે." ૯
ૐ વિષ્ણુવેનમઃ વિષ્ણુવેનમઃ વિષ્ણુવેનમઃ ઓમ.
શાંતિઃ શાંતિઃ શાંતિ.

---

*વિરાટ—જગત્

## દાંપત્યનોમહિમા (પરિશિષ્ટ)

### પદ ૩૪

નારાયણે નારી સૃજી, સ્વેચ્છા શકિત સ્વરૂપ;
વિશ્વયોનિ માહેશ્વરી, લીલામયી અનુપ. ૧

પુરુષની પ્રકૃતિ સહચરી. અર્ધાંગી કહેવાય;
ઉપકારિણી દુઃખહારિણી, ભવતારિણી સમજાય. ૨

પુરૂષ પ્રકૃતિના યોગથી, જગ–જીવના અવતાર;
ભોકતા–ભોગ્યના જોડલાં, ભુકિત મુકિત સૃજનાર. ૩

જીવતારણની જગલીલા નર–નારીને હાથ;
પ્રેમ પવિત્રના બંધને વિધિસર સાધે સાથ ૪

બેજણ થઇ જણ એક રૂપ, સંસારે ઘટતું કરે:
જીવનધ્યેયના કોડ સૌ, રસદાને પૂરા ભરે. ૫

દિલદુભાવણી નવ કરે, વ્યભિચારને પરહરે;
રસિયાં રસમંથન કરી, દંપત્તિ નવનીત સુખ ધરે. ૬

માખણ પણ સાકર વિના, પૂરો સ્વાદ ન આવતો;
ભુલશો નહિ વિણ ધર્મ પણ, જીવન રસ નવ ભાવતો. ૭

ક્ષીરસાગર અમૃતભર્યો, રત્નભર્યો સુખમૂળ;
તે ત્યજી ખારજળે ભમે, તેનું જીવન ધૂળ. ૮

હિંમતે હેતે દાખવી, નિર્ભય ગૃહસુખ ખાણ;
પદ નિર્દ્વન્દ્વની સાધના, સમજે ચતુર સુજાણ. ૯

જનની જણ તો ત્રણ જણ, દાતા ભકતા શુર;
નહિ તો રહેજે વાંઝણી, પણ મત ગુમાવીશ નુર. ૧૦

## જુગલજોડ

### પદ ૩૫

પતિ વિના પ્રેમદાના મનના પુરાય ક્યાં થકી કોડ,
કહે સખિ પુરાય ક્યાં થકી કોડ!?
સર્જનહારે સરજી જગમાં નરનારીની જોડ.
સરજી નરનારીની જોડ! પતિ વિના૦ ૧

પશુ પક્ષી વનવૃક્ષ નિહાળો, સૃષ્ટિમાંહી સઘળે જઇ ભાળો,
નાના મોટા જીવજંતુમાં પણ રાખી નથી ખોડ,
એવી પણ રાખી નથી ખોડ!
સર્જનહારે સરજી જગમાં નરનારી જોડ
સરજી નરનારીની જોડ!—પતિ વિના૦ ૨

## સ્ત્રીસેવા

### પદ ૩૬

(દોહરા)-કલ્પવૃક્ષ નારી ગણી, ગૃહિણી ઘર સુખખાણ
ૠતુવિણ ફલ આપે નહિ, સમજે ચતુર સુજાણ—૧
ૠતુવિણ સ્ત્રી સેવન કરે, કામી ભોગવે ભોગ;
બુદ્ધિ જ્ઞાનને બળ ઘટે, પામે તે ભવરોગ—૨
નિષ્કામી તો નિયમથી, ૠતુૠતુ સ્ત્રી સેવા કરે;
સંતતિ સંપત્તિ શાશ્વતી, મેળવી ભવસાગર તરે—૩
શ્યામા ષોડશ વર્ષની, પચ્ચીસ પુરુષ પ્રમાણ;
દંપતિ ધર્મની પાત્રતા, આરુઢ આવે એધાણ—૪
ૠતુસ્નાતા પતિને ભજે, વિધિવત લાગી પાય,
પતિ સત્કારે પ્રેમથી, સંભારી જગરાય—૫

ધર્યો ગૃહસ્થનો વેશ, મન માન્યું ભવસાગરે,
સાથ ધર્યો સાથણુતણો, તો પછી ભજવી ભવ તરે—૬

દિલદારાનું ન દુભાવીએ, આ સેવા પણ સાધીએ;
પ્રસન્ન રાખી પ્રેમદા, અવિચલ સુખડાં લાધીએ—૭

અમા, પૂર્ણિમા અષ્ટમી, ચતુર્દશી એકાદશી;
વર્જ્ય તિથિ બીજી વર્જવી, ખાંતે રાખવી ચોકશી—૮

શાસ્ત્ર નિયમને પરિહરી, કામ ભોગ જે જે કરે;
હિંમત કહે લંપટ નરો, તે પડશે દુઃખ સાગરે—૯

## દૈવીદાંપત્યપ્રેમ (ગરબો)

પદ ૩૭

કોઇ પ્રેમી દેવાંશી સંભારણે કારણે, વારણે જઇએ વારંવાર;
દેવતાઇ દયિત ભરથાર, અહો એ ધન્ય અવતાર !

( સાખી )

સંસારમાં ષડ રસ બધા, રસ રાજ આગળ નામના,
કામધેનુ, કલ્પતરુ, રસકૂપી, પણ ના કામના,
છે પ્રેમ એક અજબ જેની નવે ખંડે નામના!—કોઇ૦ ૧

પ્રેમી પંખીને ઝંખી ઝંખી જુઓ, કેવાં રંગે ઉમંગે રમે રસીયાં!
લપાઇ છુપાઇને ડાળી ડાળી ધુમે, રંગ માતેલાં રંગીલાં રસીયાં!
વ્હાલાથી વ્હાલ અવર નથી આશા, પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસા,
પરણ્યાજી પ્રેમ ભંડાર અહો સખી સ્નેહના સાગર!—કોઇ૦ ૨

( સાખી )

પરણ્યા સાથે પ્રીતડી ખાસી અમૃત ખીર !
પર નરસુ વ્યવહાર તે ખારૂ ખારૂ નીર.

ખીર મુકી ખારૂ નીર પીવાને જાય,
ફટફટ મુવડ એ પૂરી પસ્તાય;
પ્રેમ રસ પ્યાલો પરણ્યા સાથે પીવાય!
ભવે ભવે ભાગ્ય કળી ખીલેજ જાય!—કોઈ૦ ૩

## નર્કનુંદ્વાર

"દ્વારંકિમેકં નરકસ્ય નારી." ?

### પદ ૩૮

(રાગ—કાનુડો, પદ, તાલ, ત્રિતાલ)

લલના લટકે લટકાવે!
ભાગ્યહીન જે હોય ભમેલા, તેને ભવ ભટકાવે—લલના.
પ્રથમ પટાવીને લપટાવે, ચાળાથી ચટકાવે,
ફંદે ખુબ ફસાવી અંતે, ફીટકારે ફટકાવે—લલના. ૧
છળના બળથી નરને નિર્બળ, કરી પછી છટકાવે,
અનિવાર્ય અકાર્ય આદરી, પ્રગતિકરણ[1] અટકાવે—લલના. ૨
(શેર) હય સાપકો સીનેસે લગાના અચ્છા,
બીછુંકો મુઠીમેં દબાના અચ્છા,
સબ દેહશતસે કામ કરના અચ્છા,
લેકીન ઓરતપેં યકીન લાના નહિ અચ્છા!—લલના. ૩

## મતલબીદુનિયા

### પદ ૩૯

(રાગ—સોરઠ તાલ ત્રીતાલ)

દુનિયા મતલબકી ગરજી, અબ મોહે જાન પડી—દુનિ૦
જબલગ બૈલ ફીરે ઘાનીમેં તબલગ પ્રીત કરી,
થકા બૈલકો પુછત નાહીં ફીરતા ગલીઓ ગલી—દુનિ૦૧

---

૧ પ્રગતિકરણ—ઉન્નતિ.

હરા વૃક્ષપેં પંછી આય બેંઠે રટત નામ હરિ,
ખીર ગયે પત્તે ઉડ ગયે પંછી, જગતકી રીત ખરી—દુનિ૦૨

(સાખી) ગરજ બીન કોઇ નહી જાગે,
પહેલે પહોરે સબ કોઇ જાગે, બીજે પહોરે સોગી,
ત્રીજે પહોરે તસ્કર જાગે, ચોથે પહોરે જોગી—દુનિ૦૩

(શાએર) પૈસા હોતો મરને બાદ આબરૂ મીલે,
રો રો કે ખેશ[1]ભાઇ જનાઝેકો[2] લે ચલે,
મુલ્લાં કફનકી દોડકે તૈયારીઆં કરે,
પૈસા ન હોતો ફાતીહાભી કોઇના પઢે—દુનિ૦૪

## યોગચર્યા

### પદ ૪૦

(દોહરા)

દુર્લભ માનવ જીવન છે, દુર્લભ અદ્વૈતવાસના;
દુર્લભ દર્શન યોગીનાં દુર્લભ યોગ ઉપાસના. ૧

જન્મો જન્મના પુણ્યથી, ભગવદ્ ભકિતભાવથી
ઇશ્વર–ગુરુ અનુગ્રહ થતાં, ચિજ્જડ ગ્રંથી ટુટી જતી ૨

જેના લાભથી અધિક કોઈ અન્ય લાભ ન વળી થતો
જીવનો શિવ આપે થતો (વળી) ગુરુદુઃખે નહિચળી જતો ૩

ત્રિવિધ દુઃખ સંજોગનો આત્યંતિક વિજોગ;
નિરવધિનિત્યાનન્દરુપ, તે કહેવાયો યોગ. ૪

ગુરુસેવાપ્રણિપાતથી, મેળવી ગુરુગમ રીત;
સાધવી યોગકલા રૂડી, પ્રેમ ધરીને નિત. ૫

---

૧ ખેશ–સગાંવ્હાલાં. ૨ જનાઝો–ઠાઠડી

સર્વકામના ભોગની ત્યજી નિસ્પૃહ રહે વીર;
અહંતા મમતા પણ ત્યજે તે પામે સુખધીર. ૬

એકાંતે સ્થિર આસને, સરલ બેસી કરે યોગ;
દ્દષ્ટિ એકાગ્રી કરે; ટાળે ચિંતવન ભોગ. ૭

પવન વિનાના સ્થાનનો દીપક સ્થિર પ્રકાશ;
તેમ સ્થિર ચિત્તનો આત્મા લહે રુપ આકાશ. ૮

આત્યંતિક સુખ અનુભવી ચહે ન ભોગ વિલાસ;
ભ્રમણા ભાગી ભવતણી પ્રકટયો ભાનુપ્રકાશ. ૯

જીવન મુકિત સુખડાં અમૃતના આહાર;
મર્ત્યભાવ સઘળો ટળે, આનંદનો નહિ પાર ૧૦

જીવનમરણના પ્રશ્ન શા ?સુખ દુઃખની શી કલ્પના ?
સ્વપ્ન ભ્રમ સઘળો ટળ્યો, રહી ન જુઠી વલગના. ૧૧

સર્વભૂતમાં આતમા, આત્મરુપ જગ સર્વ;
હિંમત શોકને મોહ કયાં ? ગળ્યો દ્વૈતનો ગર્વ. ૧૨

## અંતકાલની તપશ્ચર્યા

(શ્લોકો)

શરીરે જર્જરીભૂતે વ્યાધિગ્રસ્તે કલેવરે,
ઔષધં જાહ્નવી તોયં વૈદ્યો નારાયણો હરિઃ ૧

ન રુપમસ્યેહ તથોપલભ્યતે નાંતો ન ચાદિર્નચ સંપ્રતિષ્ઠા,
સંસારવૃક્ષં સુવિરુઢ મૂલ મસંગશસ્ત્રેણ દ્દઢેન છિત્વા ૨

તત : પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિનગતા ન નિવર્તંતિ ભૂયઃ
તમેવ ચાદ્યંપુરુષં પ્રપદ્યે યત : પ્રવૃત્તિ : પ્રસૂતા પુરાણી. ૩

પ્રયાણકાલે મનસાચલેન ભક્ત્યા યુક્તો યોગબલેન ચૈવ
ભ્રુવોર્મધ્યે પ્રાણમાવેશ્ય સમ્યક્ સ તં પરં પુરૂષમુપૈતિ દિવ્યં ૪

સર્વદ્વારાણિ સંયમ્ય મનો હૃદિ નિરૂધ્ય ચ
મુર્ધ્ન્યાધાયાત્મન : પ્રાણમાસ્થિતો યોગધારણાં. ૫

ૐમિત્યેકાક્ષરં બ્રહ્મ વ્યાહરન્મામનુસ્મરન્
યઃ પ્રયાતિ ત્યજન્ દેહં સ યાતિ પરમાં ગતિમ્ ૬

મામુપેત્ય પુનર્જન્મ દુઃખાલયમશાશ્વતમ્
નાપ્નુવંતિ મહાત્માન : સંસિદ્ધિં પરમાં ગતાઃ ૭

વેદેષુ યજ્ઞેષુ તપઃસુ ચૈવ દાનેષુ યત્પુણ્યફલં પ્રદિષ્ટં
અત્યેતિ તત્સર્વમિદં વિદિત્વા યોગી પરંસ્થાનમુપૈતિ ચાદ્યમ ૮



## નીતિધર્મ

### પદ ૪૧ (લાવણી)

સદાચાર શિખ સહજ સુનાઉ, કભી ભુલના ના ચાહિએ;
દુર્લભ મનુષ્ય દેહ દીયો હે, ફીર ગુમાના ના ચાહિએ. ૧

જુઠ કપટ અરૂ પાપ કર્મસે, ધનકો કમાના ના ચાહિએ;
પરનારીસે કભી ભૂલ કર, પ્રીત લગાના ના ચાહિએ. ૨

દે કરકે વિશ્વાસ કિસીકો, ફિર હટ જાના ના ચાહિએ
દુર્જન નરકો અપને પાસમે, કભી બીઠાના ન ચાહિએ ૩

સાચે મિત્રસે દિલકી કોઇ બાત છીપાના ના ચાહિએ
અપના ઘરકા ભેદ કભી, દુશ્મનકો બતાના ના ચાહિએ. ૪

આમદસે પેસા જ્યાદા, ખર્ચ બઢાના ના ચાહિએ;
લોક બડાઇમે બઢ જાકર, ધનકો લુટાના ના ચાહિએ. ૫

વેદશાસ્ત્ર કે ધર્મ સનાતન, કો બદલાના ના ચાહિએ,
નયે નયે પંથોકી બાતેં, સુનકે ફસાના ના ચાહિએ. ૬

આશ પરાઇ બુરી હમેશા, મનમે લગાના ના ચાહિએ,
અપના પુરૂષાર્થ કરનેમેં દિલ શરમાના ના ચાહિએ. ૭

પુણ્ય કર્મકો કરકે પીછે મનમે, પછતાના ના ચાહિએ;
પાપ કર્મકી તરફ કહિ મનકો, લલચાના ના ચહિએ. ૮

જહાં ન આદર હોય કભી ઉસ, ઘરમે જાના ના ચહિએ;
અપને ઘરમેં આયે જનકે, દિલકો દુખાના ના ચહિએ. ૯

બિના માલિકકે હુકમ કિસીકી, વસ્તુ ઉઠાના ના ચહિએ;
ઘરકે ઝગડે કારણુ રાજ સભામેં જાના ના ચહિએ. ૧૦

બિન જાને પરિણામ કિસી; કારજકોં બનાના ના ચહિએ;
અપના કરના ભરના દોષ, દૂજેકો લગાના ના ચહિએ. ૧૧

રણુભૂમિમેં જાકર મરનેસે ડરપાના ના ચહિએ;
વિપત પડે જો આય કભી, મનમેં ઘબરાના ના ચહિએ. ૧૨

ઇશ્વર અંશ જીવ હેં સારે, દુઃખ ઉપજાના ના ચહિએ;
અપને ગુરૂ અરૂ માત પિતાસે, કપટ ચલાના ના ચહિએ. ૧૩

પરમેશ્વર હૈ તનમે બનમેં ખોજ જમાના ના ચહિએ;
કર સતસંગ વિચાર દેખ દિલસે વિસરાના ના ચહિએ. ૧૪

યહ ઇન્દ્રિય દુશ્મન હૈ તેરે, વશ પડજાના ના ચહિએ;
જ્ઞાન વિવેક યોગ માર્ગસે દિલકો હટાના ના ચહિએ. ૧૫

સબ જગ મિથ્યા જાન ધરો, નિત્ય ધ્યાન ભુલાના ના ચહિયે
બ્રહ્માનંદ કો પાકર ફિર ભવમે ભરમાના ના ચહિએ. ૧૬

## જીવને ઉપાલંભ

પદ ૪૨

( ગજલ )

શ્રધ્ધા નથી હૃદયમાં, સાધન કરે છે શાને ?
તૃપ્તિ નથી જો તનમાં, ભુખે મરે છે શાને ? ટેક
શાન્તિ નથી જો સ્વપ્ને, સંયમ કરે છે શાને ?
સદ્ગુણ નથી હૃદયમાં, સાધુ બને છે શાને ? શ્રધ્ધા૰ ૧
ભ્રાન્તિ રહી જરાજો, અનુભવ ગણે છે શાને ?
વૃત્તિ વિષય ભરેલી, નિવૃત્તિ કહે છે શાને ? શ્રધ્ધા૰ ૨
ઉર્મી નથી ઉલટની આગળ પડે છે શાને ?
સમજુ નથી હૃદય, તો ડહાપણ કરે છે શાને ? શ્રધ્ધા૰ ૩
મૃત્યુ ભમે છે માથે, નિર્ભય ફરે છે શાને ?
રાગી હૃદય હમેશાં, ત્યાગી કહે છે. શાને ? શ્રધ્ધા૰ ૪
હરતા ફરે કુસંગે, સતસંગ કહે છે શાને ?
હરિદાસ સમજુ થઇને, ભુલો પડે છે શાને ? શ્રધ્ધા૰ ૫

## સદ્બોધ

પદ ૪૩ (ગઝલ)

સમજ્યા વિનાનું સાધન, કરવા છતાં નકામું.
મન વિનાનું મળવું, ભેટયા છતાં નકામું–ટેક
કારણ વિનાનું ફરવું, ફરવા છતાં નકામું,
નિજ બળ વિનાનું લડવું, લડવા છતાં નકામું–સમ૰ ૧
ખેડયા વિનાનું ખેતર, વાવ્યા છતાં નકામું,
શંડયા પછીનું ડહાપણ, આવ્યા છતાં નકામું–સમ૰ ૨

પાયા વિનાનું ભુવન, ઉંચું છતાં નકામું,
વિધવા પછીનું યૌવન, આવ્યા છતાં નકામું–સમ૦ ૩
રૂચી વિનાનું ભોજન, તાજું છતાં નકામું,
લક્ષ્મી વિનાનું જીવન, ઝાઝું છતાં નકામું–સમ૦ ૪
ગોવિંદ વિનાના ગુણને, ગાવા છતાં નકામું
અનુભવ વિનાનું કીર્તન, કરવા છતાં નકામું–સમ૦ ૫
રહેણી વિનાનું કહેવું, કહેવા છતાં નકામું,
હરિદાસ હક વિનાનું, લેવા છતાં નકામું–સમ૦ ૬

## હરિ નામની મહત્તા.

પદ ૪૪

જેનાં મુખમાં હરિનું નામ નથી,
તે મનુષ્ય તણો અવતાર નથી.
જેને હરિ કીર્તનમાં પ્રેમ નથી,
તેને શ્રી હરિ કેરી રેમ નથી. ૧
જેને સંત સેવામાં તાન નથી,
તેને આ જગમાંહે માન નથી.
જેની સેવામાં શાલીગરામ નથી,
તેને વૈકુંઠમાં વિશ્રામ નથી. ૨
જેને ખરા ખોટાનું ભાન નથી,
તે સમજ્યા ખરા પણ સાન નથી.
જેનાં રૂદિયામાં રાધેશ્યામ નથી,
તેને સંસારમાં સુખ નામ નથી. ૩
જેનાં ઘટમાં નીતિ ધર્મ નથી,
તેનાં ઘરમાં કશુંયે મર્મ નથી.
જેના મુખમાં સીતારામ નથી,
તેના અંતરમાં આરામ નથી. ૪

## સદ્બોધ

### પદ ૪૫

સત્ય નહિ તે ધર્મજ શાનો ? દયાવિના શું દાન જોને ?
મનવશ નહિ તે તપ પણ શાનું, શીલ વિનાશું સ્નાન જોને. ૧
ભાવ વિનાની ભક્તિ શાની, ભક્તિ વિણ શું જ્ઞાન જોને,
પ્રીતિ હોયતો પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને. ૨
સદગુણ નહિતો સાધુ શાના, તૃષ્ણા ત્યાં શું ત્યાગ જોને,
જ્ઞાન વગરના તે ગુરૂ શાના, કંઠ વિના શું રાગ જોને. ૩
ભ્રાંતિ રહી ત્યાં અનુંભવ શાનો, સાચી ન મળે શોધ જોને,
બ્રહ્મધર્મની કથા ન જાણે, તેને ફોકટ બોધ જોને. ૪
પ્રતાપ નહિ ત્યાં પ્રભુતા શાની, સાધ્યા વિણશી સિદ્ધિ જોને,
દૈવત નહિ તે દેવજ શાના, રાંકપણે શી સિધ્ધિ જોને. ૫
સાચા પ્રભુને જે નવ જાણે, તેને કહીએ કાચા જોને,
કહે છોટમ નિરધાર કરીલે, વેદ તણીએ વાચા જોને. ૬

( શ્લોકો )

ઇશ્વરઃ સર્વભૂતાનાં, હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ;
ભ્રામયન્સર્વભૂતાનિ, યંત્રારુઢાનિ માયયા. ૧
તમેવ શરણં ગચ્છ, સર્વ ભાવેન ભારત;
તત્પ્રસાદાત્પરાંશાંતિસ્થાનં પ્રાપ્યસિ શાશ્વતં. ૨
યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ
તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવાનીતિર્મતિર્મમ. ૩

# આરતીસંગ્રહ

## સદ્દગુરૂની આરતી.

પદ ૪૬

આનંદ મંગળ કરૂં આરતી હરિગુરૂ સંતની સેવા.—ટેક.
પ્રેમધરી મંદિર પધરાવું, સુંદિર સુખડાં લેવા.—આનંદ. ૧
અડસઠ તિરથ મારા સતગુરૂ ચરણે, ગંગા જમુના રેવા— ,,
થાળ ભરી મુકતાફળ લાવું. ભાત ભાતના મેવા— ,, ૨
ત્રિભુવન તારણ ભકત ઉધ્ધારણ આંનંદ રૂપી એવા— ,,
કહે પ્રીતમ ઓળખો અણુસારે સદગુરુ ગોવિંદ જેવા— ,, ૩

## દેવીની આરતી

પદ ૪૭

જય આદ્યા શકિત માં, જય આદ્યા શકિત;
અખિલ બ્રહ્માંડ નીપાવ્યા (૨) પડવે પંડે મા—
જયો જયો મા જુગદંબે; ૧
દ્વિતીયા બેય સ્વરૂપ, શિવ શકિત જાણું મા, (૨)
બ્રહ્મા ગણપતિ ગાએ હર ગાયે હરિ મા,—જયો૦ ૨
તૃતિયા ત્રણ સ્વરૂપ ત્રિભુવનમાં વ્યાપાં મા, [૨]
ત્રયસ્થળાં ત્રયવેદી તું તરવેણી મા—જયો૦ ૩
ચોથે ચતુરા મહાલક્ષ્મી આઇ સચરાચર વ્યાપ્યાં મા [૨]
ચાર ભુજા ચોદિશા પ્રગટયાં વિશ્વેમા—જયો૦ ૪
પાંચમી પંચ ઋષિ પંચમ ગુણપદમા મા [૨]
પંચા મૃતમયી દેવિ પંચે તત્વે મા.—જયો૦ ૫

ષષ્ટી તું નારાયણી, મહિષાસુર માર્યો, [૨]
નરનારીને રૂપે, વાપ્યાં સઘળે મા;—જ્યો૦ ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી સંધ્યા મા, [૨]
ગૌ ગંગા ગાયત્રી, ગૌરી ગીતા મા—જ્યો૦ ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા મા, [૨]
સુરનર મુનીવર વંદે દાનવ દઇત્યો મા;—જ્યો૦ ૮
નવમી નવકુળ નાગ સેવે નવદુર્ગા મા, [૨]
નવરાત્રીના પુજન, શિવરાત્રીનાં અર્ચન, કીધાં હરિ બ્રહ્મા જ્યો૦ ૯
દશમી દશ અવતાર, જયવિજીયા દશમી મા, [૨]
રામે રામ રમાડયા, રાવણ રોળ્યો મા; જ્યો૦ ૧૦
એકાદશી અગીઆરસ કાત્યાયની કામા મા; [૨]
કામ દુર્ગા કાળિકા, શ્યામા ને રામા, જ્યો૦ ૧૧
બારશ બાળારૂપ બહુચરી અંબા મા; [૨]
બટુક ભૈરવ સોહીએ; તારા છે તુ મા; જ્યો૦ ૧૨
તેરસ તુળજા રૂપ તું તારિણી માતા મા; [૨]
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ, ગુણ તારા ગાતા—જ્યો૦ ૧૩
ચૌદશે ચૌદભુવન, ચંડી ચામુંડા મા, [૨]
ભક્તિ ભાવકરી આપો સિંહવાહની મા, જ્યો૦ ૧૪
પુનમે પૂરણ કુંભ કરજો કરૂણા મા, [૨]
મારકંડ મુનીએ વખાણી; ગાઇ ગીતા મા; જ્યો ૧૫
સંવત સોળ સત્તાવન, સોળસેં વ્યાપ્યાં મા. (૨)
સંવત સોળે પ્રગટયાં રેવાને તીરે; જ્યો૦ ૧૬
ત્રંબાવતી નગરી મા ખંભાવતી નગરી (૨)
સોડ ભુજા વિરાજે કૃપા કરો ગૌરી જ્યો૦ ૧૭
શિવ શક્તિની આરતી, જે ભાવે ગાશે મા; (૨)
ભણે શિવાનંદ સ્વામી સુખ સંપતિ થાશે. જ્યો૦ ૧૮

## હરિહરની આરતી

### પદ ૪૮

જય હરિહરા જય હરિહરા, ગંગાધર ગિરિજાધર
ગંગાધર ગિરિજાધર ઇશ્વર ઉંકારાજયદેવ મહાદેવ. ૧
વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાસે (૨)
હરિકાળા હરગોરા (૨) ઇશ્વર ઉંકારા જય. ૨
લક્ષ્મીવર ઉમીયાવર, શંકર શિવ સામળીયા (૨)
નટવર હરિહર સ્વામી (૨) એકાંતે મળીયા જય. ૩
નંદિવાહન ખગ વાહન, શિવ ચક્ર ત્રિશૂળ ધારી (૨)
ત્રિપુરારી મોરારી (૨) કર કમળા ધારી જય. ૪
કૌસ્તુભમણી કેશવને, શિવને રૂંઢમાળા (૨)
માધવને મુકતાફળ (૨) શિવને સર્પ કાળા જય. ૫
વાઘાંબર પીતાંબર શિવસ્યામે પહેરયાં (૨)
કમળ નયન કેશવને, (૨) શિવને ત્રિનયનાં જય. ૬
શુભ ચંદન ત્રીકમને શિવને ભસ્માંગે (૨)
રામે રૂદયા રાખ્યાં (૨) ઉમીયા અર્ધાંગે જય. ૭
એબે એક સ્વરૂપ અંતર નવ ગણુશો (૨)
ભવભૂધરને ભજતાં (૨) ભવસાગર તરશો જય. ૮
મોહનને મહાદેવ જે કોઇ ગાશે (૨)
ભણે શિવાનંદ સ્વામી (૨) વૈકુંઠે જાસે જય. ૯
જય હરિહરા જય હરિહરા, ગંગાધર ગિરિજાધર (૨)
ઇશ્વર ઊંકારા જય દેવ મહાદેવ જય. ૧૦

## વિષ્ણુની આરતી

### પદ ૪૯

જયદેવ જયદેવ વંદે ગોપાલં, (૨)
મૃગમદ શોભિત ભાલં, (૨)
ભુવન ત્રય પાલં—જયદેવ જયદેવ (ટેક)
નિર્ગુણ સગુણાકારં સંહૃત ભૂભારં (૨)
સુરહર નંદકુમારં (૨) મુનિજન સુખકારં—જયદેવ
વૃંદાવનસંચારં કૌસ્તુભમણિહારં (૨)
કરુણા પારાવારં (૨) ગોવર્ધન ધારં—જય૦
જયદેવ જયદેવ વંદે ગોપાલં, મૃગ૦— ૧
મુરલીવાદનલોલં સપ્ત સ્વરગીતં (૨)
સ્થલચર જલચર નભચર (૨) રંજીત સદ્‌ગીતં—જય૦
સ્તંભિત યમુના તોયં અગણિત વરચરિતં (૨)
ગોપીજન મન મોહન દાંતં શ્રીકાંતં—જયદેવ
જયદેવ જયદેવ વંદે ગોપાલં, મૃગ૦—૨
રાસ ક્રીડા મંડલ વેષ્ટિત વ્રજલલનં (૨)
મધ્યે તાંડવ મંડિત (૨) કુવલયદલનયનં—જય૦
કુસુમિત કાનનરંજીત મંદસ્મિત વદનં (૨)
ફણિવર કાલિયદમનં (૨) પક્ષીશ્વર ગમનં—જય૦
જયદેવ જયદેવ વંદે ગોપાલં, મૃગમદ૦—૩
અભિનવ નવનીત ચોરં કરધૃત દધિગોલં (૨)
લીલા નટવર ખેલં (૨) ધૃત કાંચન ચૈલં—જય૦
નિર્જર રક્ષણ શીલં વિદલીત રિપુજાલં (૨)
સ્વભકત જનતા પાલં (૨) જય જય ગોપાલં—જય૦
જયદેવ જયદેવ વંદે ગોપાલં, મૃગમદ૦—૪

## ભાગવત સપ્તાહમાં ગાવાની દશાવતારી આરતી

### પદ ૫૦

ઉતારો આરતી શ્રી કૃષ્ણ ઘેર આવ્યા!
માતા યશોદા કુંવર કહાન ઘેર આવ્યા!
હરખને હુલામણે શામળીઓ ઘેર આવ્યા!
ઝીણે ઝીણે ચોખલીએને મોતીડે વધાવ્યારે—ઉતારો૦

પ્રથમે મચ્છાવતાર ધાર્યો, શંખાસુરને જળમાં માર્યો,
બ્રહ્માદિકના કારજસાર્યાં, વેદો ચારે લાવ્યારે—ઉતારો૦ ૧
કચ્છપ રુપે કલા કરીને, મંદરાચળને પીઠે ધરીને;
નાગનેતરે સાગરમથીને ચૌદ રતન રળી લાવ્યારે—ઉતારો૦ ૨
ત્રીજે ધાયા નાથજીબાવા માનવ સૃષ્ટિ વાસ વસાવા;
વરાહરુપે દૈત્ય સંહારી પૃથ્વિ જળપર લાવ્યારે—ઉતારો૦ ૩
નરસિંહ રુપે નહોર વધારી હાથે હિરણ્યકશ્યપ મારી
અગ્નિ ખંભથી પ્રકટ થઇને પ્રલ્હાદ ભક્ત ઉગાર્યોરે—ઉતારો૦ ૪
પાંચમે વામન રુપ ધરીને ત્રણ ડગલે ત્રિલોક વરીને,
બલી છલી પાતાળે ચાંપી ઇંદ્રને રાજ અપાવ્યાંરે—ઉતારો૦ ૫
છઠે રામે પરશુ ગૃહીને, નિક્ષત્રી આ પૃથ્વિ કરીને,
કામ ધેનુની વ્હારે ચઢીને, પિતૃઋણ ઉતાર્યુંરે—ઉતારો૦ ૬
સાતમે સાગરે પથ્થર તારી, દશશીશ રાવણ રામે મારી,
વિભિષણને લંકા આપી, સીતા વાળી લાવ્યારે—ઉતારો૦ ૭
આઠમે તો આળ કીધી સોનાગેડી કાંધે લીધી,

જમના જળમાં પડતાં કીધાં પાતાળ નાગણી દર્શન દીધાં
નાથી નાગને દમન કરીને કમળ દડો લઈ આવ્યારે—ઉતારો૦ ૮
કંસપૂતના અસુર સંહારી વ્રજવનિતાને રાસ રમાડી,
ગોવર્ધનગિરિ હાથ ધરીને ઇંદ્રનાં માન ઉતાર્યાંરે—ઉતારો૦ ૯
કૌરવ રૂપે કરણી કીધી સઘળી પૃથ્વી જીતી લીધી
દ્રૌપદી લજ્જા રક્ષા કીધી પાંડવ રાજ્ય અપાવ્યાં રે—ઉતારો૦ ૧૦
નવમે બુદ્ધનું રૂપ કરીને અજપા જાપે ધ્યાન ધરીને,
દયા ભૂતનો ધર્મ ધરીને સૌ ભકતોને તાર્યારે—ઉતારો૦ ૧૧
દશમે અવની પર અવતરીને વિપ્ર કલંકીરૂપ ધરીને;
પાખંડોને ખંડી નાખ્યા નરસી મ્હેતે ગુણ ગાયારે-ઉતારો૦ ૧૨

## જુગલ કિશોરની આરતી

### પદ ૫૧

આરતી જુગલ કીશોરકી કીજે,
તન મન ધન નોછાવર કીજે—આરતી૦
ગૌર શ્યામ મુખ નીરખત લીજે,
શ્રી હરિરૂપ નયન ભરી લીજે—આરતી૦ ૧
રવિશશિ કોટી વદનકી શોભા,
વા દેખત મેરો મન ગયો લોભા—આરતી૦ ૨
પુલનકે પાઘ પુલનકી માળા,
પુલન શૃંગાર ધર્યો નંદલાલા—આરતી૦ ૩
નંદ નંદન વૃષભાનું દુલારી,
પરમાનંદ પ્રભુ અવિચલ જોરી—આરતી૦ ૪

## રાધેશ્યામની આરતી

પદ ૫૨ (ગરબા, તાલ કરવા)

મેં તો આરતી ઉતારૂં રાધેશ્યામકી રે!
રાધેશ્યામકી રે—મુકતી ધામકી રે—મેં તો૦
હૃદય કે કપાટ ખોલ–ભકતી કે તલે હિંડોલ
મધુર નામ બોલ બોલ
મેં તો ચરન છબિ પખારૂં રાધેશ્યામકી રે—મેં તો૦ ૧
લલા કે ચરણુ પખાર–લલી કે વસન સંવાર
નમન કરૂં બાર બાર
યુગલ મૂર્તિ મેં સજાઉં રાધેશ્યામકી રે—મેં આરતી૦ ૨

## સ્તુતિસ્તોત્રસંગ્રહ

### ગણેશસ્તુતિ

પદ ૫૩ (રાગ કલ્યાણુ દ્રુપદ)

શ્રીપતિ ગણુપતિ સિદ્ધિ સકલ પતિ;
દો મતિ દુઃખ સૂદન સદન નીધિપતિ—ટેક
કમલ નયન ગજવદન વિનાયક,
વરદપતિ વર દો સુખદાયક;
શાશ્વત સંગીત કલા વિધાયક;
કલાનાથ પ્રિયપતિ મદન મનોહર
મંગલ મૂર્તિ—શ્રી પતિ૦ ૧
વિઘ્નેશ્વરં વિવિધ વિઘ્નહરં મહેશં,
સિદ્ધિપતિં સકલ સિદ્ધિપ્રદં સુરેશં;
બુદ્ધિપતિં વિમલબુદ્ધિપ્રદં પ્રિયેશં,
વંદુ વિભું વરદવાણીપ્રદં ગણેશં–
શ્રીપતિ ગણુપતિ સિદ્ધિ૦—૨.

## બહુચરાજીની પ્રાર્થના

### પદ ૫૪ (છંદ)

સુણો માજી હું કહું તે સાંભળો, બહુચરી અંબે દીન દયાળમા. (૨)
સંકટ દુખ મારૂ કરો નિવારણ, કર જોડી કહું તારો બાળ–ટેક.
ભુલ્યો ભટકતો ફરૂં જગતમાં, છોડી અમારા દેશ વતન મા (૨)
તુજ વિણ મેરા કોઇ નહિ બેલી, જીવ કાયાનું કરો જતન;
સત્સંગતિ સદબુદ્ધિ આપજો, કર જોડી કહું સત્યવચન,
માજી કરજોડી; (૨)
કામ ક્રોધ કુબુધ્ધિ કાપજો, નિર્મળમારૂં કરજો મન;
ઘણું ઘણું શું કહીએ અંબામા, રાખી ફીકર કરજો રખવાળ,
સંકટ દુઃખ મારૂં કરો નિવારણ કર જોડી કહે તારો બાળ–૧
બીજી અરજ એક સુણજો અંબામા રૂણ સંબંધે આવ્યોજ અહિં,
બંદગી કરૂં તારૂં દેણુ મીટાવી, ઝટપટથી ફરી જાઉં તહીં;
મુદત બાંધીને આવ્યો જગતમાં, ઉસદિનકી મુને ખબર નહીં (૨)
કર જોડી મા સવાલ કરૂં મ્હારા મનના મનોરથ પુરજો સહી.
જાણુ અચાનક પડશે કાયા, જમ જીવ લઇ જાશે તત્કાલ,
સંકટ દુઃખ મારૂં કરો નિવારણ કર જોડી કહું તારો બાળ–૨
ઉસદિન મેરા બુરા હાલ હે કર જોડી કહું પાયે પડી, (૨)
ઉસ ખાતર સુબુદ્ધિ આપજો તુમકું કયો કહું ફરી ફરી
ગર્ભવાસમાં પડી રહીને (જે) વાતો કરી'તી બડી બડી.
ભુલાબંધ દુનિયામાં આયા ગફલત માયા જાળ પડી,
તરણતારણ તુમતો જગમાં (મા) તેરી નામકી પકડી ઢાલ.
સંકટ દુઃખ મારૂ કરો નિવારણ કર જોડી કહું તારો બાળ ૩
હવે માજી મારી ફીકર તમુને, હું અજ્ઞાની તારો બાળ (૨)
જેવી તરેહથી બુદ્ધિ આપશો તેવી તરેહથી ચાલીશ ચાલ,

તારા ભક્તની નિંદા કરશે તે નરકે પડશે ચંડાળ. માજી.
દુઃખ દારિદ્રને હીનતા ભોગવી, પામર થાશે છેક બેહાલ,
અમીચંદ કહે છંદ બનાવ્યા; કરી કરૂણા સદ્બુદ્ધિ આલ,
સંકટ દુખ મારૂં કરો નિવારણ કરજોડી કહે તારો બાળ. ૪

### અંબા પ્રાર્થના

પદ ૫૫

ઓ મા જેમ તું રાખેરે આરાસુરી,
અનીહાંરે મા નીભાવો તેમ રહીએ.

મનની વાતો જાણો માવડીરે મુખથી શું કહીએ,
ઓમા જેમ તું રાખે રે આરાસુરી. ટેક.

મૈયા ઉતર દેશે આરાસુરી, અનીહાંરે પશ્ચિમબહુચરીબાળી
દક્ષિણમાં તું તુલજા ભવાની પૂરવ મહાકાળી ઓ મા જેમ ૧

મૈયા ચોદિશે તું વ્યાપી રહી, સકલ બ્રહ્માંડે જાણી
શી શોભા કહું માતની શિવની પટરાણી—ઓમા જેમ તું ૨

મૈયાં ચંડમુંડને તેં મારીઆ રકતબીજને રોળી
સુરનર મુનીવર એમ ભણે મારી માતા છે ભોળી—ઓમા જેમ તું. ૩

મૈયા છત્ર કળશ તારા નામના વલ્લભ શીર છાજે
જુગ રૂઠયો કેમ વ્યાપશેરે, શીર પર અંબા બીરાજે
જેમ તું. ૪

મૈયાં માતતાત તું માહરે, મારે આશરો છે તારો,
તુજ વિના કોઇને દેખું નહિ, જળહળતો મા પારો ઓમા
જેમ તું ૫

## પ્રાર્થના

### પદ ૫૬

(તમે અજાણ્યા અમે જાણીતા રે—એ રાગ.)

ઓ અંબા અલબેલડી રે, મૈયાં તું છે સુખની વેલડીરે
મેં ન ઓળખી એરંડો કે સેલડી;
અંબા મા, પાય લાગુ પ્રીતથી રે. ૧
માજી મુજને છે આશરો ત્હારો રે, કર ઝાલોને
મૈયાં માહરો રે, ભવસાગર પાર ઉતારોં; અંબા મા પાય૦ ૨
વસી ગબ્બર ગઢ ગુણવંતી રે,
તું છે ભકતવચ્છલ ભગવંતી રે,
હું તો તુજ દરશન કેરો ખંતી, અંબા મા. પાય૦ ૩
ધન્ય ધન્ય આરાસુરી માવડી રે,
આવી પ્રીતે પુંજું તુંજ પાવડી રે,
દેજો દરશન જાણીને ગાવડી; અંબા મા. પાય૦ ૪
શિશ નામી તને પાય લાગવું રે,
તારી પાસેથી કંઇ કંઇ માંગવું રે;
મારા મનના મનોરથ પુરો. અંબા મા પાંય૦ ૫

## શિવસ્તુતિ

### પદ ૫૭.

( રાગ–કાનડો ખ્યાલ તાલ ધીમો ત્રીતાલ )

શશિધર વિષધર શેલસુતાધર, .
શૂલધર શિવશંભો દિગંબર
અક્ષમાલધર ત્ર્યક્ષ તરલધર–શશિધર ૦ ૧
ભાલભસ્મધર વ્યાઘ્રચરમધર
શીશગંગધર જૂટ જ ટા ધ ર
કં ઠ વ્યા લ ધ ર પંચવદનધર–શશિ ૦ ૨

## પદ ૫૮.

### ગઝલ-તાલ ધમાલ.

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હોતો એસા હો,
હરે સબ દુઃખ ભકતનકે, દયા કર હો તો એસા હો—ટેક૦
શિખર કૈલાસકે ઉપર, કલ્પતરૂવોં કી છાયામાં,
રમે નિત સંગ ગિરિજાકે, રમન ધર હો તો એસા હો.—સદા૦ ૧
શીશપર ગંગકી ધારા, સુહાવે ભાલમેં લોચન,
કલા મસ્તકપેં ચંદરકી, મનોહર હો તો એસા હો.—સદા૦ ૨
ભયંકર જહર જબ નીકલા, ક્ષીરસાગરકે મંથનસે,
ધરા સબ કંઠમેં પીકર, વિષધર હો તો એસા હો.—સદા૦ ૩
શિરોંકા કાટ કર અપને, કિયા જબ હોમ રાવનને,
દિયા સબ રાજ્ય દુનીયાકા દિલાવર હો તો એસા હો.—સદા૦ ૪
કીયા નંદીને જા બનમેં, કઠન તપ કાલકે ડરસેં,
બનાયા ખાસ ગન અપના, અમર કર હો તો એસા હો.—સદા૦ ૫
બનાયે બીચ સાગરમેં, તીન પુર દૈત્યસેનાને,
ઉડાયે એકહી સરસેં, ત્રિપુરહર હો તો એસા હો.—સદા૦ ૬
દક્ષકે યજ્ઞમે જાકર, તજી જબ દેહ ગિરિજાને,
કીયા સબ ધ્વંસ પલભરમેં, ભયંકર હોતો એસા હો.—સદા૦ ૭
દેવ નર, દૈત્ય ગન સારે, જપે નિત નામ શંકરકા,
વો બ્રહ્માનંદ દુનીઆમેં, ઉજાગર હો તો એસા હો.—સદા૦ ૮

## ભારત સાવિત્રી*

(શ્લોકો)

માતાપિતૃ સહસ્રાણિ પુત્રદારશતાનિ ચ,
સંસારેષ્વનુભૂતાનિ, યાંતિ યાસ્યંતિ ચાપરે-૧
હર્ષસ્થાન સહસ્રાણિ, ભયસ્થાન શતાનિ ચ,
દિવસે દિવસે મૂઢમાવિશંતિ ન પંડિતમ્-૨
ઉર્ધ્વ બાહુ વિરૌમ્યેષ, ન ચ કશ્ચિત્ શૃણોતિ મે,
ધર્માદર્થશ્ચ કામશ્ચ, સ કિમર્થં ન સેવ્યતે.-૩
"ન જાતુ કામાન્નભયાન્ન લોભાદ્,
"ધર્મં ત્યજેજ્જીવિતસ્યાપિ હેતોઃ;
"ધર્મો નિત્યઃ સુખ દુઃખેત્વનિત્યે,
"જીવો નિત્યો હેતુરસ્યત્વનિત્યઃ"— ૪
ઇમાં ભારતસાવિત્રીં, સાયંપ્રાતઃ પઠેન્નરઃ,
સ ભારત ફલં પ્રાપ્ય, પરં બ્રહ્માધિગચ્છતિ ૫.

## કૃષ્ણસ્તુતિ.

પદ ૫૯

(રાગ કલ્યાણ ધ્રુપદ ચોતાળ)

મોહન માધવ મુકુંદ મરદન,
મુરારી, મધુસુદન મદન મનોહર—મોહન (ટેક)
કમલનયન કરૂણાકર કેશવ-
કમલાપતિ કીરતાર કદમપર-
કૃષ્ણ કૃપાનાથ કાલિંદીપર, જગન્નાથ જગદીશ,
જગધર જગજીવન જયકર —મોહન ૧

* જુઓ પાન ૧૨ પદ ૪ થું ગુજરાતી ભાષાંતર.

## મધુરાષ્ટક.

### પદ ૬૦. (રાગ-ભૈરવ)

મધુરાધિપતેરખિલં મધુરં-!

અધરં મધુરં વદનં મધુરં, નયનં મધુરં હસિતં મધુરં,
હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરં !—૧
વચનં મધુરં ચરિતં મધુરં, વસનં મધુરંવલિતં મધુરં,
ચલિતં મધુરં ભ્રમિતં મધુરં, મધુરાધિપતેરખિલં૦ ! ૨
વેણુર્મધુરા રેણુર્મધુરા : પાણીર્મધુરૌ : પાદૌ મધુરૌ;
નૃત્યં મધુરં સખ્યં મધુરં, મધુરાધિપતે રખિલં૦ ૩
ગીતં મધુરં પીતં મધુરં, ભુકતં મધુરં સુપ્તં મધુરં,
રૂપં મધુરં તિલકં મધુરં, મધુરાધિપતેરખિલં૦ ! ૪
કરણું મધુરં તરણું મધુરં, હરણું મધુરં રમણું મધુરં;
વમિતં મધુરં શમિતં મધુરં, મધુરાધિપતે રખિલં૦! ૫
ગુંજા મધુરા માલા મધુરા, યમુના મધુરા વીચી મધુરા;
સલિલં મધુરં કમલં મધુરં, મધુરાધિપતે રખિલં૦ ! ૬
ગોપી મધુરા લીલા મધુરા. યુકતં મધુરં ભુકતં મધુરં;
રૂષ્ટં મધુરં શિષ્ટં મધુરં, મધુરાધિપતે રખિલં મધુરં—૭
ગોપા મધુરા ગાવો મધુરા, યષ્ટિ મધુરા સૃષ્ટિર્મધુરા;
દલીતં મધુરં ફલિતં મધુરં મધુરાર્ધિપતે રખિલં મધુરં—૮

## દત્તમહિમ્ન: સ્તોત્ર.

### પદ ૬૧

### (હરિગીત છંદ)

જય દત્ત દીનદયાલુ ગુરુવર, કલ્પતરુવર કામના,
નિજ ભકતભવભય ભંજના, વિરકત હૃદરસ રંજના;
સર્વજ્ઞ સર્વાધાર સદ્દગુરુ, સ્નેહસરવરમાં ભ્રમું,
ઉન્મત્ત બાલ, પિશાચવત્‌જડ, દત્ત પદરજમાં રમું —૧
વેદાર્થ વર્ણાશ્રમત્રયી, ગુણુલોકને સા ધ ન ત્રયી;
યચ્ચ કિંચિદ્દભૂતિત્રયી, વિરંચી હરિહર મુખમયી;
આત્રેય આનંદ બોધ ઉપરતિ, બ્રહ્મમૂર્ત્તિને નમું,
ઉન્મત્તબાલ પિશાચવત્‌જડ દત્ત પદરજમાં રમું —૨
સંસ્રુતિ જટાજુટ ચંદ્રચૂડિત, ગંગ શિરપર સાજતી
કરકંઠ હૃદયે માલ 'સોહ"', ભસ્મ ભાલ વિરાજતી;
ભવકેતકી સુખલેશકંટક, ભાન ભુલી હું ભ્રમું,
ઉન્મત્ત બાલ પિશાચવત્‌જડ, દત્ત પદરજમાં રમું —૩
અવધૂત ધૂલિત અંગરાગ, વિરાગ વસ્ત્ર દિગંબરા,
કર કમંડલુ શંખ પદ્મ, ત્રિશૂલ ચક્ર ગદાધરા;
જગતવંદ્ય શ્રીપાદવલ્લભ પાદુકા પદમાં નમું,
ઉન્મત્ત બાલ પિશાચવત્‌જડ, દત્ત પદરજમાં રમું —૪
માતા પિતા ત્રાતા અધિપ તું અંતરાત્મા જયકરા,
સર્વસ્વ યોગ ક્ષેમ કૃત તું, સર્વ જીવન ભયહરા;
તવસુખકરણુ શિવચરણુ શરણે સર્વ ત્યજીને હું શમું,
ઉન્મત્ત બાલ પિશાચવતજડ, દત્ત પદરજમાં રમું —૫

મુજ આધિવ્યાધિ દૈન્ય દુઃખો, તાપ પાપો પરિહરી,
આરોગ્ય વિદ્યા આયુઃ શ્રીયશ લાભ આપો નૃહરિ;
શ્રી વિશ્વવાસિત વાસુદેવાનંદ ગુરુ ચરણે નમું,
ઉન્મત્ત બાલ પિશાચવતજડ, દત્ત પદરજમાં રમું —૬
દેહિ ગુરુ સત્સંગતિ, અતિ ધર્મપ્રીતિ સન્મતિ,
દેહિ ગુરુપદ યોગયુકિત, ભુકિત મુકિત સદ્ગતિ;
અનુગ્રહ કટાક્ષે અભયવર, આનંદ અમૃતમાં શમું,
ઉન્મત્ત બાલ પિશાચવત્જડ, દત્ત પદરજમાં રમું —૭
પુરાણુ પુરુષોત્તમ પ્રભાકર વર્ણ તમપર જાણું હું,
મૃત્યુ તરે જે એમ જાણે, ન અન્ય પંથ પ્રમાણું હું,
ત્યજી માનમદ સજી મુદિત આશય, લોકવૃજમાં હું ભ્રમું
ઉન્મત્ત બાલ પિશાચવત્જડ, દત્ત પદરજમાં રમું —૮
એ પૂર્ણ છે, આપૂર્ણ પણ છે, પૂર્ણથી એપૂર્ણ છે,
એ પૂર્ણમાં આ પૂર્ણ જાતાં પૂર્ણ એક અવશિષ્ટ છે;
સર્વત્ર વ્યાપક વ્યોમવત્ એ પ્રણુવ બ્રહ્મપદે નમું,
ઉન્મત્તબાલ પિશાચવતજડ દત્ત પદરજમાં રમું —૯
હિરણ્ય જ્યોતિર્મંડલે મુજ ઇષ્ટમુખ વિલસી રહ્યું;
જે પુરૂષ આદિત્યમાં હૃદયમાં જગતમાં જે તેજ હું;
હિંમત્ત મોહને શોક કયાં? એકત્વ અનુભવી જ્યાં શમું,
ઉન્મત્તબાલ પિશાચવત્જડ, દત્ત પદરજમાં રમું—૧૦

### ૫. નવગ્રહમંત્ર અને જપ સંખ્યા.

સૂર્યમંત્ર— જપા કુસુમ સંકાશં કાશ્યપેયં મહાદ્યુતિમ્
(૭ હજાર) તમોરિં સર્વ પાપઘ્નં પ્રણુતોસ્મિ દિવાકરમ્ ૧
ચંદ્રમંત્ર— દધિ શંખ તુષારાભં ક્ષીરોદાર્ણવ સંભવમ્
(૧૧ હજાર) નમામિ શશિનં સોમં શંભોર્મુકુટ ભૂષણમ ૨

મંગળમંત્ર— ધરણી ગર્ભ સંભૂતં વિદ્યુતકાન્તિ સમપ્રભમ્
(૧૦ હજાર) કુમારં શક્તિ હસ્તં ચ મંગલં પ્રણુમામ્યહમ્ ૩
બુધમંત્ર— પ્રિયંગુ કલિકાશ્યામં રુપેણા પ્રતિમં બુધમ્
(૪ હજાર) સૌમ્યં સૌમ્ય ગુણોપેતં તં બુધં પ્રણુમામ્યહમ્ ૪
ગુરુમંત્ર-- દેવાનાં ચ ઋષીણાં ચ ગુરું કાંચન સન્નિભમ્
(૧૯ હજાર) બુદ્ધિભૂતં ત્રિલોકેશં. તં નમામિ બ્રહસ્પતિમ્ ૫
શુક્રમંત્ર-- હિમકુન્દ મૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરુમ્
(૧૬ હજાર) સર્વશાસ્ત્ર પ્રવક્તારં ભાર્ગવં પ્રણુમામ્યહમ્ ૬
શનીમંત્ર-- નીલાંજન સમાભાસં રવિપુત્રં યમાગ્રજમ્
(૨૩ હજાર) છાયા માર્તણ્ડ સંભૂતં તં નમામિ શનૈશ્ચરમ્ ૭
રાહુમંત્ર —અર્ધકાયં મહાવીર્યં ચંદ્રાદિત્ય વિમર્દનમ્
(૧૮ હજાર) સિંહિકા ગર્ભ સંભૂતં તં રાહું પ્રણુમામ્યહમ્ ૮
કેતુમંત્ર— પલાશ પુષ્પ સંકાશં તારકા ગ્રહમસ્તકમ્
(૧૭ હજાર) રૌદ્રં રૌદ્રાત્મકં ઘોરં તં કેતું પ્રણુમામ્યહમ્ ૯
ઇતિ વ્યાસ મુખોદ્ગીતં યઃ પઠેત્સુ સમાહિતઃ
દિવા વા ય દિ વા રાત્રૌ વિઘ્નશાન્તિર્ભવિષ્યતિ ૧૦
નરનારી નૃપાણાં ચ ભવેદ્દુઃ સ્વપ્નનાશનમ્
ઐશ્વર્ય મતુલં તેષા મારોગ્યં પુષ્ટિ વર્ધનમ્ ૧૧
ગ્રહ નક્ષત્રજાઃ પીડા તસ્કરાગ્ની સમુદ્ભવાઃ
તાઃસર્વાઃપ્રશમં યાન્તિ વ્યાસો બ્રુતે ન સંશયઃ ૧૨

## રામસ્તુતિ

પદ ૬૨.

શ્રીરામચંદ્ર કૃપાળુ ભજ મન, હરણ ભવભય દારૂણં,
નવકંજ લોચન કંજમુખ, કરકંજ પદ કંજારૂણં;

કંદર્પ અગણિત અમિત છબી, નવનીલ નીરદ સુંદરં,
પટપીત માનહુ તડીત રૂચિશુચિ નૌમિં જનક સુતાવરં.
શિર કિરીટ કુંડલ તિલકચારૂ, ઉદાર અંગ વિભૂષણું,
આજાનભુજશરચાપધર, સંગ્રામજીતખરદુષણું.
ભજ દીનબંધુ દીનેશ દાનવદલન દુષ્ટનિકંદનં,
રઘુનંદ આનંદકંદ, કૌસલચંદ દશરથનંદનં.
ઇતિ વદતિ તુલસીદાસ શંકર, શેષ મુનિમન રંજનં,
મમ હૃદયકંજ નિવાસ કરૂ, કામાદિખલદલ ગંજનં.

—:✽ ૐ ✽:—

## ગુરૂસ્તુતિ.

ૐ બ્રહ્માનંદં પરમ સુખદં કેવલં જ્ઞાન મૂર્તિં
દ્વંદ્વાતીતં ગગનસદૃશં, તત્વમસ્યાદિ લક્ષ્યં
એકં નિત્યં વિમલ મચલં, સર્વધીસાક્ષીભૂતં
ભાવાતીતં ત્રિગુણ રહિતં, સદ્ગુરૂંત્વાં નમામિ ૧
અખંડાનંદબોધેન, શિષ્યં સંતાપહરિણે
સચ્ચિદાનંદરૂપાય, રામાય ગુરવે નમઃ ૨
શંકરં શંકરાચાર્યં, કેશવં બાદરાયણમ્
સૂત્રભાષ્યકૃતૌ વંદે, ભગવન્તૌ પુનઃ પુનઃ ૩
અજ્ઞાન તિમિરાન્ધસ્ય, જ્ઞાનાંજન શલાકયા
ચક્ષુરૂન્મિલિતં યેન, તસ્મૈશ્રી ગુરવે નમઃ ૪
શ્રુતિ સ્મૃતિ પુરાણાના, માલયં કરૂણાલયમ્
નમામિ ભગવત્ પાદં શંકરં લોક શંકરમ્



## ભગવલ્લીલા

### પદ ૬૩ (રાગ—બરવાપીલુ.)

જોગીંદ્રપણું શીવજી તમારૂં મેં જાણ્યું,
જટામાં ઘાલીને રત્ન આ ક્યાંથી આણ્યું રે—ટેક
પીળી પીળી પટોળી ને અંગે છે ગોરી,
શીદને છુપાવો શિવજી છતી થઇ છે ચોરી—જોગીંદ્ર૦ ૧
ભોળા ભોળા શંભુ તમને વિશ્વ વખાણે,
તમારી કળા તો શિવજી કોઇ નવ જાણે—જોગીંદ્ર૦ ૨
વિભૂતિ ચોળીને શિવજી વાળ્યો આડો આંક,
આવે આવે લક્ષણે પાણી ન પાવું ટાંક—જોગીંદ્ર૦ ૩
કોઈ લાવે હાથે ઝાલી કોઇ લાવે બાંહે ઝાલી,
તમે તો લાવ્યા શિવજી જટામાંરે ઘાલી—જોગીંદ્ર૦ ૪
ઓળી પંઓળી શિવજી જટાઓ છોડાવું,
જો નિકળે નારી તો ફરી ના બોલાવું—જોગીંદ્ર૦ ૫
નંદીનું વાહન કીધું કોટે કાળો નાગરે,
આકડાની ઝુંપડીમાં શ્યોક માગે ભાગરે—જોગીંદ્ર૦ ૬
હાથમાંહી સોટો ને બગલમાંહી કુંડી,
લીલી લીલી ભાંગ પીએ ભોળોનાથ જોગી—જોગીંદ્ર ૭
વિજીયાની રોટી કીધી વિજીયાનું શાક,
પીરસે પાર્વતીને જમે ભોળાનાથ —જોગીંદ્ર૦ ૮
ભોળા ભોળા શંભુ તમે દેવના છો દેવ,
બ્રહ્મા વિષ્ણુ નિત્ય કરે તમારીજ સેવા —જોગીંદ્ર૦ ૯
આક ધંતુરો શિવજી ભાંગનાં છો ભોગી,
નરસિંહ મહેતાના સ્વામી અવિચળ જોગી—જોગીંદ્ર૦ ૧૦

## હરિહર અલખ લીલા

### પદ ૬૪

### (લાવણી)

કૈલાસ ગિરિસેં આયેરે સદાશિવ, નંદ ઘેર અલખ જગાયોરે,
જાકો પાર નિગમ નહિ પાવત, સો આપહિ ગોકુલ આયોરે–૧
મૈયા યશોદા બાલ ઝુલાવત, પાલણીયે પોઢાવત રે,
વિધ વિધ ખેલ ખેલાવત પ્રેમ સેં, ગોવિંદકા ગુણ ગાવતરે–૨
પાદાંગુષ્ઠ કરગ્રહી મુખ ધાવત, મોહન મોહ લગાવતરે,
મિલીત દૃગે સ્મિતભર મુખ સેં, હરિ વ્રજલલના લોભ જગાવતરે–૩
લોચન ખોલકે નંદન નિરખત, અલખ ધૂન કહાંસે આઇરે,
છોરી રમત લખ અલખ ભયો તબ, માત યશોમતિ ધાયીરે–૪
ભિક્ષા લેકે આયી નંદરાની, શંકર શીશ ધૂનાયો રે,
નગ્ન દેખકર ગઇરે ભુવનમેં, અંબર લાય ઓઢાયો રે–૫
કયા કરૂં મૈયા તેરા પાટ પીતાંબર, હમં તો દિગંબર રાયારે
કયા કરૂં ચંદન કંચન માલા, હમતો વિભૂતિ લગાયારે–૬
ચાહત ન ભિક્ષા અયાચક દિક્ષા, પરમાનંદમેં જાયારે,
તેરે બાલકકે દરશન કરનેકો અલખ જગાવત આયારે–૭
હાથ જોરકે કહત નંદરાની, તુમને અલખ જગાયોરે,
બાલક નિંદ ધરત ન દિગંબર તુમસે જાત ડરાયો રે–૮
જાકી દ્રષ્ટિ સકલ સૃષ્ટિપર, ઓ કયુ જાત ડરાયોરે,
જગ જીવન વો હિ અલખ નિરંજન, વો કયુ ભુવન છુપાયોરે–૯
લાવ, બલા સબ દુર કરૂં મૈયા, શૃંગીનાદ બજાયોરે,
બાલકૃષ્ણકું લે આઇ નંદરાની, શંકર શીશ નમાયો રે–૧૦
ફરમો ૭ શ૩ )

હ્ટા દ્રશ્ય દરસ સબ ભુલે, શંકર અલખ લખાયોરે,
ચિરંજીવો મૈયા તેરા બાલક, તુમને સબ સુખ પાયોરે–૧૧
આશીશ દેકર ભોલે ગયે શંકર, સબમેં અલખ જગાયોરે,
હિંમત હરિ મુખ નિરખી પારણે, આનંદ અમૃત પાયોરે–૧૨,

### અવતારલીલા

### પદ ૬૫

આવ્યા શ્રીગોકુલ તારવા, છબીલો લાલ આવ્યા શ્રીગોકુલ તારવા.
વસુદેવદેવકી ઘેર જન્મ ધર્યો.છે, નંદજીની ગૌધેન ચારવા
છબીલો કહાન૦ ૧.

માશી પૂતનાના વ્હાલે પ્રાણુજ લીધા, મામા તે કંસને મારવા
છબીલો કહાન૦ ૨

ટચલી આંગળીએ વ્હાલે ગોવર્ધન તોલ્યો, ઇંદ્રના માન ઉતારવા
છબીલો કહાન૦ ૩

વંદ્રાતેવનની કુંજ ગલીમેં, ગોપીઓને રાસ રમાડવા
છબીલો કહાન૦ ૪

નરસી મ્હેતાના પ્રભુ સ્વામી શામળીઆ ભૂમીનો ભાર ઉતારવા
છબીલોં કહાન૦ ૫

### નાગદમન

### પદ ૬૬

જમુનામેં કુદ પર્યો કનઇયો તેરો, જમુનામેં કુદ પર્યો—ટેક
કાળો કાળો નીર કાલિંદીકો ભરીયો,
નીર દેખીને ના ડર્યો—કનઇઓ તેરો૦ ૧
માતા જશોદા રૂદન કરે છે,
નયનમેં નીર ભર્યો—કનઇઓ તેરો૦ ૨

ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો,
ઈંદ્રકો માન હર્યો—કનઇઓ તેરો૦ ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાં ગુણ,
ચરણમેં ચિત્ત ધર્યો—કનઇઓ તેરો૦ ૪

નાગદમન

પદ ૬૭

જળ કમળ છોડી જાને બાળા, સ્વામી અમારો જાગશે!
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે—જળ૦ ૧

કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવીયો
નિશ્ચય તારો કાળજ ખૂંટયો, અહિંઆં તું શીદ આવી ઓ-જળ૦ ૨

નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ.
મથુરા નગરીમાં જુગટું રમતાં, હું નાગનું શીશ હારીઓ-જળ૦ ૩

રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો.
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો-જળ૦ ૪

મારી માતાએ બેઉ જનમ્યા. તેમાં હું નટવર નહાનડે
જગાડ તારા નાગને મારૂં નામ કૃષ્ણજી કહાનડો-જળ૦ ૫

લાખ સવાનો મ્હારો હાર આપું, આપું તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ-જળ૦ ૬

શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ-જળ૦

ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાડીઓ;
ઉઠોને બળવંતા કોઇ, બારણે બાળક આવીયો-જળ૦ ૮

બેઉ બળીઆ બાથે વળગીયા, કૃષ્ણે કાળીનાગ નાથીઓ,
સહસ્ત્ર ફેણા ફુંકવે જેમ, ગગન ગાજે હાથીઓ-જળ૦ ૯

નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે–જળ૦ ૧૦
બેઉ કરજોડી વીનવે સ્વામી, મુકો અમારા કંથને,
અમે અપરાધી કંઇ નવ સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને–જળ૦ ૧૧
થાળ ભરી ભરી મોતીએ, શ્રીકૃષ્ણને ત્યાં વધાવીએ,
નરસૈયાના નાથ પાસેથી નાગણે નાગ છોડાવીએ–જળ૦ ૧૨

## બંસીલીલા

(ગરબો) પદ ૯૮

યમુના તીરે કનૈયો બંસી લેકે ખડે (૨)
બંસી લેકે ખડે—બંસી લેકે ખડે—યમુના૦
હાં હાં બંસી બજાવે, કહાનો ધેનુ ચરાવે,
બંસીના નાદે સઉનાં મન હરે
નહિ ઘાસ ચરે નહિ પાણી પીયે—બંસી લેકે ખડે૦
સઉનાં મન હરે સઉને વશ કરેરે—બંસી લેકે ખડે૦
ગોપી મહિ વેચવાને પંથે પડે
કાનો દાણ માગી મારગ રોકે
નહિ કોઇથી બીયે નહિ જાવા દીયેરે—બંસી લેકે ખડે૦
ગોપી ટોળે મળીને સઉ વાતો કરે
જઇશું યમુના તીરે મળશું નંદકુવરને—બંસી લેકે ખડે૦
યમુના તીરે કનૈયો બંસી લેકે ખડે

## રાસલીલા

### પદ ૬૯

વાગે છે રે વાગે છે! વૃંદાવન મોરલી વાગે છે!
તેનો નાદ ગગનમાં ગાજે છે! વૃંદાવન૦—૧
વૃંદાવનને મારગ જાતાં, દહીંનું દાણુ જ માગે છે વૃંદાવન૦—૨
વૃંદાવનમાં રાસ રચ્યો છે!
પ્રભુ રાસેશ્વર ત્યાં બિરાજે છે! વૃંદાવન૦—૩
પીળાં પીતાંબર જરકસી જામાં,
પીળો તે પટકો સુહાગે છે વૃંદાવન૦—૪
કાને કુંડળ ને માથે મુકુટ,
મુખપર મોરલી બિરાજે છે! વૃંદાવન૦—૫
વૃંદાવનની કુંજ ગલીઅનમાં,
વ્હાલો થનક થનક થઇ નાચે છે વૃદાવન૦—૬
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
દર્શનથી દુઃખડાં ભાગે છે વૃંદાવન૦—૭

## વસંત લીલા

### પદ ૭૦ (ફાગણુ હોરી) ઠુમરી

ખેલી આજ અજબ મૈને હોરી! (૨)
હોરી (૨) સખિ! આજ અજબ ખેલી હોરી!
રાસ રસિક નટવર પિયુ સંગે, લોક લાજ સબ તોરી—ખેલી આજ૦ટેક
પિયુવર શ્યામ અસંગ અભિરામ, મૈતો રંગીલી ગુણગોરી!
રંગરસભરી કરધરી પીચકોરી, પિયુ પટકુલપેં મૈ છોરી—
ખેલી આજ અજબ૦ ૧

હાં હાં કહત મોકું સાન કરત મોકું લાજ લખાવત ભોરી !
બાર બાર રસ રંગે ભીંજાવું (પિયુ) મોકું હસાવત અનોરી—ખેલી૦ ૨

અંતર રાચું ન પેખું પાછું, મદમાતી ગુમાની કિશોરી,
પિયુ આય અચાનક ડારયો અબીર મુખ, મીંચ ગઇ નેનનમોરી—
ખેલી-૩

હાથ પકર મોકું માર ચપોટ ડર ! કર ગાલ ગુલાલ સુકેલી,
રંગ રેલકી હેલી મચાવી, લીયો ચાતક ચિત મુજ ચોરી—ખેલી૦ ૪
દેખ લીયો સબ ખેલ અલખકો ગાવત ગુણીજન હોરી
હિંમત હરખત અંતરનીરખત, તુચ્છ વિષય સબ ઢોરી—ખેલી૦ ૫

રાધાનું રૂસણું

પદ ૭૧

શ્યામ રંગ સંગે ન જાઉં, મારે આજ પછી શ્યામ રંગ ટેક.
કાળી કસ્તુરીની બીંદગી કરૂ નહિ, કાજળ ન નેણ અંજાવું
સખી આજ પછી—૧

કાળી રેશમની કંચુંકી ન પહેરું, કૃષ્ણાના જળમાં ન નહાવું—
સખી૦ ૨

કાળો રંગ શામળાની સુરતી જગાડે, લહે લગાડી તન ભાન
ભુલાડે —સખી૦ ૩

મનડું મોહનજીને મળવા તલસાવે નેહ અગ્નિમાં વ્હાલો નિત્ય પ્રજાળે
બોલાવું તેમ તેમ આડું એ ભાળે ભોળી ભામાને મુને ભુલમાં
ભમાવે—સખી૦ ૪

હિંમત સખીને શીખ સુણાવે, પ્રેમે પાતળીઓ વશ થઇ આવે
ધીરજ ધરી, વલોપાત વિલાવે શ્યામ સુંદર ઝટ ઝટ આવે—સખી૦ ૫

## પ્રેમ બંધનની વિલક્ષણતા

### પદ ૭૨ (નૃત્ય)

કનૈયો તેરો કારો મૈ કૈસે બ્યાહું રાધા !
વનમાળી તેરો કારો, મૈં કૈસે ૦ટેક.
તેરો કનૈયો ઐસો કારો જૈસી રેન અંધેરી, માઇ,
મોરી રાધિકા ઐસી ગોરી,
નવલખ તારા વામેં ચંદાકો ઉજારો—મૈ કૈસે૦ ૧
કારો કારો મત કહે ગ્વાલન, વોહિ જગઉજીયારો મોહન
નાગ નાથ કે નાચ્યો શિરપર
નાગ પુંકારે બદન ભયો કારો—મૈ કૈસે૦ ૨
બિન્દ્રાબનમેં બંસી બજાવે, ઓઢે કમલીયાં કારી મોહન
છીન છીન દધી માંખન ખાવે,
કૈસે ચલે હાં મેરી રાધાકો ગુજારો !—મૈ કૈસે૦ ૩
મેરો દુલારો એસો નાહિ સબ બ્રજ જીવન હારો
તેરી રાધિકા કામનગારી વામે ભયો વો માખન હારો—મૈં કૈસે૦ ૪

## પ્રભુ પરાયણતા

### પદ ૭૩ (કેરબો) નૃત્ય

મોરી ધીરેસે ગગરીયાં ઉતાર દીજોરે (૨)
ઉતાર દીજોરે, ઉતાર દીજોરે—મોરી ધીરેસે૦ ટેક
કંકર કુઇઆં, પાતાળ પાની,
ભરત ભરત મૈતો થક ગઇરે—મોરી ધી૦ ૧
અંતરજામી તુમ પ્રેમકી પ્યાસીમેં
અખીઆંસે અખીયાં મીલાય લીજોરે—મોરી ધી૦ ૨

## અચલ ભકિત

પદ ૭૪

વ્રજ વ્હાલુંરે, વૈકુંઠ નહિ આવું
ત્યા નંદકુંવર કયાંથી લાવુંરે—વૃજ૦

ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી
ત્યાં ન મળે વ્રખુભાન દુલારી (રાધા)
જેને નીરખતાં આંખ ઠરે મારી—વૃજ૦ ૧

ત્યાં જમુનાજી ગિરિવર છેજ નહિ
ત્યાં મારું મન ઠરે જ નહિ—
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહી--વૃજ૦ ૨

ત્યાં વૃંદાવન નહિ રાસ નહિ
વ્રજવનિતાસંગ વિલાસ નહિ,
વેણું વૈષ્ણવી વાચાનો અભ્યાસ નહિ—વૃજ૦ ૩

સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મ્હને ન ગમે દેવસદન અડવું,
ધિક ધિક એ સુખ ભોગી પડવું—વૃજ૦ ૪

## પ્રભુની વિભુતા

પદ ૭૫

ગોકુલમેં સહી, મથુરામેં સહી
તોરી બંસી બજત હૈ કહીં ન કહીં !
મંદરમેં સહી, મધુબનમેં સહી !
રહો બંસી બજાતે કહીં ન કહીં !
વ્રજગ્વાલન વ્યાકુલ ભાગ ચલી !
સુન મુરલીકી ધુન ગૃહ ત્યાગ ચલી !

મોહે ખોજત કુંજ નિકુંજ ગલી !
કહાં શ્યામ અલી કહાં શ્યામ અલી !
નયનમેં સહી! મોરે મનમેં સહી!
ઉસે ઢુંઢ નિકાલો કહીં ન કહીં !

### શ્રી કૃષ્ણ સંદેશ. (સખ્યભાવ)

### પદ ૭૬ ( મિશ્ર ગઝલ )

મુઝકો આનેમે તો કુછ, ભારતમેં ઇનકાર નહિ.
પર બુલાકો મેરે ( ખુદ ) આપહિ તઇયાર નહિ !
પહેલે પેદા તો કરો, દેવકી માતા કોઇ;
ગોદમેં ઉસીકી મુઝે, આનેમેં ઇનકાર નહિ. ૧
નંદ વસુદેવકી સુરતહે યહાં કીસ કીસકી;
કંસ ઔર કાલ યવનસે મુઝે કુછ પ્યાર નહિ. ૨
કોઇ કહેતા હે કી, ભારતકો કીયા ગારત મૈને !
મય ન હોતા તો યહાં, હોતી તકરાર નહિ ! ૩
કોઇ અરજુન હો તો મૈ ગીતા સુનાઉં આકાર,
મેરે ઉપદેશકો તુમ લોક સજાવાર નહિ ! ૪
મય તો યહ માનતા હું, સત્યકી સદા જય હોતી હય
સતમેં જો યહહે ઉન્હે, હોતી કભી હાર નહિ. ૫
સતીયા સત નવ મુકીએ સત છોડે પત જાય
સતકી બાંધી લક્ષ્મી ફીર મીલેગી આય. ૬



# ધોળ સંગ્રહ.

—•—

## વૃજયાત્રા

### પદ ૭૭

ધન્ય શ્રીજમુના, કૃપા કરી શ્રીગોકુલ વ્રજ સુખ આપજો.
વ્રજની રજમાં અહર્નિશ અમને સ્થિર શાંતિમાં સ્થાપજો. ટેક
તમે મ્હોટા છો શ્રીમહારાણી, તમે જીવ તણી કરૂણાજાણી.
શરણે લેજો અમને તાણી ધન્ય શ્રીજમુના૦—૧

શ્રીવૃંદાવનની વાટમાં, ન્હાવું શ્રીજમુના ઘાટમાં,
વહાલે રાસ રમાડયાં રાતમાં, ધન્ય—૨

ચાલો તો થઇએ વ્રજવાસી, પરિક્રમા કરીએ ચોરાસી.
મ્હારા જન્મ મરણની ટળે ફાંસીરે ધન્ય—૩

વ્રજ જીવનની કરીએ સેવા, અરપીએ ભોગ વિવિધ મેવા,
વૈષ્ણવને લાભ ઘણો લેવા, ધન્ય—૪

શ્રીગોકુલ મથુરાની મધ્ય વળી, વ્રંદાવનકી એ કુંજ ગલી.
મહારાજ અમને ત્યાં મળીયા,
મારા સકલ મનોરથ સફળ થયારે, ધન્ય—૫

નંદજીને લાલો વનમાળી કાલિંદી તટ ધેનુ ચારી,
વહાલો હસી હસી હમશું લે તાળીરે. ધન્ય—૬

જીવ જાણે શ્રીજમુના નાહીયે, એવા અખંડ વ્રજવાસી થઇયે
એ નૌતમ લીલા નિત્ય ગાઇયે. ધન્ય—૭

## વિરહવ્યથા

### પદ ૭૮

કોઇ મને કૃષ્ણ દેખાડોરે શ્રીગોકુળમાં,
કોઇ મને પ્રભુજી મેળાવોરે મધુ વનમાં;
મેરિ મતિ હરિ તેરો મર્મ ન જાણે,
વનમાં ફરે વ્હાલો તનમાંરે મધુવનમાં. કોઇ મને. ૧
સકળ બન ઢુંઢયા સકળ વ્રજ ધેર્યો,
અતિરે ઉદાસી મારા તનમાંરે મધુવનમાં કોઇ મને. ૨
અમર ચિર પહેર્યાં મેઘાડંબર ઓઢયાં,
પુલડાં વીણતી બાગનમાંરે મધુવનમાં. કોઇ મને. ૩
ફાટયાં ચીર ને હાર મારા તુટયા.
નીર ભરાયાં લોચનમાંરે મધુવનમાં. કોઇ મને. ૪
સુરદાસ કહે પ્રભુ તીહારે મીલનકું.
અતિરે ઉલટ મારા તનમાંરે મધુવનમાં. કોઇ મને. ૫

## વ્રજવિરહ

### પદ ૯૯

વ્રજના જીવન કરૂં વિનતિરે, હો શ્રીગોકુળના. ચંદ
વેગે તે આણું મોકલો હો શ્રીવલ્લભનંદ. વ્રજના ટેક૦ ૧
તમારા દર્શન વિના શ્રીવલ્લભરે કહોજી કેમ રહેવાય;
મનડુ તે કઇ પેરે વાળીએ. નયણે નીર ભરાય. ૨
અરજ સુણો આદર કરીરે, શ્રીજમુનાજીરે માય;
વિજોગતણાં દુઃખ દોહલાં, કહોજી કેમ રહેવાય.—વ્રજ ૩
નયણાં ભરી કયારે નીરખશું રે શ્રીઠકરાણીનો ઘાટ.
અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું રે વ્રજની વાટ.—વ્રજ ૪

દુર રહે કેમ ચાલશે, કહોને કયાંની એ રીત
આજ કાલનું કોઇ નથી, એ છે પૂર્વની પ્રિત.—વ્રજ ૫

હરિરે હઇયાના જાણો છો રે, એ છે પૂર્વનો સ્નેહ,
દીન જાણીને દયા કરો, નહીં તો તજશું આ દેહ—વ્રજ ૬

તન સુકાઇ ત્વચાં થયાં રે, હરિ હળધર વીર,
પાપી નયણાં ખુટે નહિ, ભરી ભરી આવે છે નીર.—વ્રજ ૭

વ્રજમાં તે વાસ માંગું વીરારે, શ્રી ગોકુલ ગામ,
શ્રી જમુનાજીને કાંઠડે, શ્રીઠકરાણીનું ઠામ.—વ્રજ ૮

રાંક ઉપર શાં રૂસણાં રે, તમે છો દીનદયાળ,
દાસ પોતાનો જાણી ને ધરજો રે નિત્ય સંભાળ.—વ્રજ ૯

## એકાદશી વૃતચર્યા

### પદ ૮૦

ઉત્તમવ્રત એકાદશી સાહેલીરે, આજ મ્હારે અપવાસ
જમનાજી જઇએ ઝીલવા સાહેલીરે; ટેક
રંગીલી ગલી રળીયામણી સાહેલીરે, વૈષ્ણવની ભીડાભીડ—જમ૦
સરખી સૈયર ટોળે મળી સાહેલીરે, સૌકોઇ દર્શન જાય—જમ૦
સાકર કેરાં કરા પડયા સાહેલીરે, દુધડે વર્ષ્યા મેહ—જમ૦
ગોકુલ ગામ રળીયામણું સાહેલી, સુંદર રે જમુના નીર—જમ૦
શ્રી જમુનાજીમાં ઝીલતાં સાહેલીરે, તુટયા નવસર હાર—જમ૦
વ્રજવાસી સામા મળ્યા સાહેલીરે, ઠાર તણો નહીં પાર—જમ૦
માધવદાસની વિનતી સાહેલીરે, આપોને વ્રજમાંવાસ—જમ૦
શ્રીયમુનાજી જઇએ ઝીલવા સાહેલીરે.

## એકાદશી વ્રતચર્યા

### પદ ૮૧

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરિનું ધરવું છે
મારે વૈકુંઠમાં જઈ ઠરવું છે—ધન્ય એકાદશી૦ ૧
જે કોઇ બાર માસ કરે એકાદશી, તેના અંતરમાં વસે અવિનાશી
નહિ કરશે તે જશે હાથ ઘસી—ધન્ય એકાદશી ૨
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમનાજળમાં ન્હાવું છે
મારે ભવસાગર તરી જાવું છે—ધન્ય એકાદશી ૩
જેણે એકાદશી વ્રત કીધાં છે, તેના પાંચ પદારથ સિધ્યા છે
તેને પ્રભુએ પોતાના કરી લીધાં છે,—ધન્ય એકાદશી૦ ૪
અંબરીષે એ વ્રત કીધું છે, દંડ દુર્વાસાએ દીધું છે;
રસ કલ્યાણરાયે પીધું છે—ધન્ય એકાદશી૦ ૫

## સ્વાગત સત્કાર

### ધોળ ૮૨

મોહન મલપંતા ઘેર આવ્યારે,
મ્હેતો લઇને મોતીડે વધાવ્યારે. ૧

વહાલે મારે કરૂણાની દ્રષ્ટિએ જોયુંરે,
બહેની મારે એ વરશું મન મોહ્યુંરે. ૨

પડયું મારે નંદના કુંવર સાથે પાનુંરે,
હવે હું તો કેમ કરી રાખીશ છાનુંરે. ૩

દુરીજનને કહેવું હોય તે કહેજોરે,
વહાલા મારા હૃદય કમલ વચ્ચે રહેજોરે. ૪

ધન્ય ધન્ય ગોકુલના ગિરીધારીરે,
વહાલાને જોવા મળી વૃજનારિરે. ૫

હાંરે હું તો વલ્લભચંદ્રની દાસીરે,
હાંરે વહાલા કૃપા કરો વૃજવાસીરે. ૬

વહાલે મારે વૃજમાં તે આપ્યો વાસરે,
બલિહારી ગાય તે માધવદાસરે. ૭

## વધામણી

### પદ ૮૩

( સખી આજની ઘડી રળીયામણી. એ રાગ )

સખી આજની ઘડી રળીઆમણી હોજી રે !
મારા ગુરુજી પધાર્યા તે વધામણી હો જી રે (૨)—સખી૦ ટેક

સખી સુરજ સોનાનો આજ ઉગીયો રે !
મારા ભાગ્ય તણો પાર જરી ના રહ્યો રે !—સખી૦

સખી થાળ મોતી રત્નપુષ્પના ભરી રે,
ગુરુ રાજને વધાવું હું વહાલે કરી રે—સખી૦

મળ્યાં તીર્થ સર્વ મુજ આંગણા મહી રે
આપે સુખ બહુ વાયુ શાંતિને વહી રે—સખી૦

ગુરુ રાયે દીન જાણી કરૂણા કરી રે
મારા જન્મ મરણ કેરી આપદા હરી રે—સખી૦

કીધી અખંડ સોહાગી કર ગ્રહીને રે
હર્યાં તાપ પ્રભુ પ્રેમરસ પાઇને રે—સખી૦

ભણે ભાણી હું તો આજ કૃતારથ થઇ જો
મારા અંતરની ઉરમીયો શમી ગઇ રે જો—સખી

## પ્રભુશરણતા

### પદ ૮૪

સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાના આધારજો;
ભાગે સંકટ કુડાંરે આ સંસારના,
જેના નામે ઉતરીએ ભવપાર જો—સર્વ૰

અપરમાને વચને ધ્રુવજી વન સંચર્યા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આણીયાં,
પ્રભુ ભજ્યા છે ત્યાં જઇ બાળેવેશ જો—સર્વ૰ ૨

દૈત્યપુત્ર પ્રહલાદજી જે આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદ જો;
સ્તંભ થકી પ્રગટયારે નરસિંહરૂપ ધરી,
શ્રીમહાપ્રભુજીએ દીધો તેને સાદ જો—સર્વ૰ ૩

લાખાગૃહમાં પાંડવોને આવી મળ્યા,
ભકતજનોને દીધી છે બહુ ધીર જો;
સમરણ પહેલા આવ્યા છોરે તમે શ્યામળા,
ભકતરે જન ઉગાર્યા પાંચે વીર જો—સર્વ૰ ૪

સુદામાનું દરિદ્રપણું તો જાણીયું,
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજ જો;
દાસ દયાના પ્રભુજીએ કરૂણા કીધી,
ભકત જનનાં કીધાં કોટીક કાજ જો—સર્વ૰ ૫



## શ્રુતિબોધ

પદ ૮૫

(મારા વિનયી વિવેકે વિશ્વ વિજય વરતાવશોરે)

જય મંગળ સુખકર પ્રભુ ચરણુ કમળ ચિત્ત લ્હાઇએરે;
ભવભય દુઃખહર આ શ્રુતિબોધ ઉરે ઉપાસીએરે—ટેક

ક્ષણિક જીવન માનુષી જીવ જાણી,
દુર્લભ અર્થદ દેહ પ્રમાણી

ત્વરિત ગતિએ ગુણુ ગોવિંદના ગાઇએરે—જય ૧

વિષય કીચ કળી કૃતાર્થ માને (જીવ)
પંકે પડી પશુ જયમ સુખ જાણે,

પણુ જળનિધિમાં તજી મળ વિધિએ ન્હાઇએરે—જય ૨

વર્ણાશ્રમ વપુ ધર્મ ધરીને,
અખિલ કર્મ બ્રહ્માર્પણુ કરીને,

વેદ વિહિત આચાર વિચારો લ્હાઇએરે—જય ૩

મળ વિક્ષેપ તિમિર પટ જાતાં,
ભેદા ભેદ પ્રપંચ વિલાતાં,

આશિશ એ હિંમત આનંદે શમાઇએરે—જય ૪

## ગોરસના દાન (જ્ઞાનો પદેશ)

### પદ ૮૬

ગોરસ લ્યો, ગોરસ લ્યો !
આ ભજન મંજરીનાં ગોરસ લ્યો ! ટેક
મોઘાં મીઠડાં જ્ઞાનનાં ગોરસ,
ભાવે રસિકડાં ઝીલી ઝીલી લ્યો !
કોઇ ગોરસ લ્યો, ગોરસ લ્યો ! ૧

હૈયાસૂના મ્હારી મટકી ન ઝાંખે !
પ્રેમી વિવેકી ભાળી રસ ચાખે; !
ઉરને ઉધ્ધારે, ભવને સુધારે,
આ ગોરસ લ્યો, ગોરસ લ્યો ! ૨

જીવન લ્હાવો ફરી ન મળશે,
પશ્ચાતાપથી અંતર જળશે;
(માટે) હેતથી હિંમત ઝીલી ઝીલી લ્યોં ! ૩

## વૈષ્ણવતાનો દંભ

### પદ ૮૭

( રાગ આશાવરી-તીનતાલ )

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાન મન ધરે
હરિજન નથી થયો તું રે—(ટેક)
હરિજન જોઇ હૈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં
કામધામ ચટકી નથી પટકી, ક્રોધે લોચન રાતાં-હરિજન૦૧
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો !
તારા સંગનો રંગ ન લાગે, જ્હાં લગી તું કાચો-હરિજન૦૨

પરદુઃખ દેખી હૃદય ન દાઝે, પરનિંદાથી ન ડરતો,
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો—હરિજન૦૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયો છે નહિં,
કહેણી તેવી રહેણી ન મળે, કાં હાંલખ્યું એમ કહેની—હરિજન૦૪
ભજવાની રૂચિ નથી મન મિત્રો નથી હરિનો વિશ્વાસ,
જગતની આશા છે જ્યાં લગી, જગતગુરુ તું દાસ—હરિજન૦૫
મન તણો ગુરુ મન કરીશ તો, સાચી વસ્તુ જડશે,
દયા દુઃખકે સુખ માન પણ, સાચું કહેવું પડશે—હરિજન૦૬

## જીવને ઠપકો

### પદ ૮૮

( રાગ બિહાગ—તીનતાલ )

હરિ નામ જપન કયોં છોડ દીયા !
કામ ન છોડા, ક્રોધ ન છોડા,
સત્ય ધર્મ કયોં છોડ દીયા !—(ધ્રુવ)
જૂઠે જગમેં દીલ લલચા કર,
અસલ વતન કયોં છોડ દીયા ?—હરિ૦ ૧

કોડીકો તો ખૂબ સમાલા,
લાલ રતન કયોં છોડ દીયા ?—હરિ૦ ૨

જીહી સુમરન તે અતિ સુખ પાવે,
સો સુમરન કયોં છોડ દીયા ?—હરિ૦ ૩

હિંમત ! હરિ ભગવાન ભરોંસે,
તન મન ધન કયોં ન છોડ દીયા ?—હરિ૦ ૪

## પવિત્રતાનો વિવેક

### પદ ૮૯

બહારની બહુ શુદ્ધિરે, અંતર કંઇ ન અસર કરે,
વિના અંતર શુદ્ધિરે, કારજ તારું કયાંથી સરે—
વણુ વિચારે ક્રિયા વ્યર્થ છે, વારિ વલોવે ઘૃત નહિરે ગળે;
દેવને દુર્લભ ફરી માનવ દેહ નહિરે મળે—બહારની૦

નહાવું ધોવું તાપે તપવું વ્રત તીર્થ કરવાં વિશેષ,
આભડછેટ અધિકી પાળે, અંતર શુદ્ધ ન લેશ,
અનુભવ કરી વિચારોરે, સાચું કહેતાં નિંદા ઠરે—બહારની૦

આંતર શુદ્ધિનો ઉપાય એકજ, સદ્ગુરુ સંતનો સંગ,
વિવેક વિરાગે સાધન સાધે, ત્યારે નિર્મળ થાશે અંગ—બહારની૦

## પ્રભુ ભક્તિની વિકટતા

### પદ ૯૦

( રાગ—છાયા ખમાચ, તીનતાલ )

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને—ધ્રુ૦

સુતવિતદારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને—૧

મરણુ આંગમે તે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને
તીરે ઉભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને—૨

પ્રેમ પંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને
માંહિ પડયા તે મહાસુખ માણે, દેખન હારા દાઝે જોને—૩

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને,
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ, જોને—૪

રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને,
પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નિરખે જોને—૫

## ભુલભરી ભ્રમણા

### પદ ૯૧

( રાગ કાફી—ધીરાની )

તરણા ઓથે ડુંગરરે ડુંગર કોઇ દેખે નહિ !
અજાજૂથ માંહિરે, સમરથ ગાજે સહિ[૧] (ધ્રુ૦)
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજંન,

તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન
દધિ ઓથે ઘૃતજ રે વસ્તુ એમ છુપી રહી-તરણા૦ ૧

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર !
અગમ કેરી ગમ નહિરે, વાણી ન પહોંચે વિસ્તાર !
એકદેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં-તરણા૦ ૨

મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ !
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપૂરણ તેણે રચ્યાં બ્રહ્માંડ!
ઠામ નહિ કો ઠાલોરે, એક અણુ માંત્ર કહીં-તરણા૦ ૩

સદ્ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપે થયારે પ્રકાશ,
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ !
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી-તરણા૦ ૪

## ભજનનો મહિમા

### પદ ૯૨

હરિને ભજતાં હજી કોઇની લાજ જતી નથી જાણીરે,
જેની સુરતા શામળીયાની સાથ, વદે વેદ વાણીરે—ટેક
વ્હાલે ઉગાર્યો પ્રહ્લાદ, હરણ્યાકંસ માર્યોરે,
વિભિષણને આપ્યું રાજ્ય, રાવણ સંહાર્યોરે—હરિ૦ ૧
વ્હાલે નરસીમ્હેતાને હાર, હાથો હાથ આપ્યોરે,
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે—હરિ૦ ૨
વ્હાલે મીરાં તે બાઇનાં ઝેર, હળાહળ પીધાંરે,
પંચાળીના પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાંરે—હરિ૦ ૩
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાં દુઃખ હરશેરે—હરિ૦ ૪

## ગુરુમહિમા

### પદ ૯૩

( રાગ ભૈરવી-તીનતાલ )

સંત પરમ હિતકારી, જગતમાંહિ સંત૦ ધ્રુવ
પ્રભુપદ પ્રકટ કરાવત પ્રીતિ
ભરમ મીટાવત ભારી—જગતમાં૦ ૧
પરમ કૃપાળુ સકલ જીવન પર,
હરિસમ સબ દુઃખ હારી—જગતમાંહિ૦ ૨
ત્રિગુણાતીત ફીરત તન ત્યાગી,
રીત જગતસેં ન્યારી—જગતમાંહિ૦ ૩
બ્રહ્માનંદ સંતનકી સોબત,
મીલત હે પ્રકટ મુરારી—જગતમાંહિ૦ ૪

## ગુરૂમહિમા

### પદ ૯૪

( સિંહાનો કાનરો-પીલુ તાલ દીપચંદ )

સો કારન હમ ગુરુવર ધ્યાવે,
કરી[1] પદમેં પદ સબહિં સમાયે—સોકારન૦ ૧
વેદ વચન મહાદેવ [2]શિવાકો,
દેવ સકલમય ગુરુવર ગાવેં—સોકારન૦ ૨
હરિહર વિશ્વ વિરંચી જાકો
નિજ હૃદયે નિત ધ્યાન લગાવેં—સોકારન૦ ૩
ગુરુ ગોવિંદ દોઉ સંગ ખડે તબ,
કિનકું પહિલે શીશ નમાવે?—સોકારન૦ ૪
બલિહારી ગુરુ રાજકી જાનું,
જિન હમકું ગોવિંદ લખાયેં—સોકારન૦ ૫
જ્ઞાન શલાકે ચખતમ કાટકે,
રંગિન ગુરુ ભગવાન દિખાવેં—સોકારન૦ ૬

## સત્સંગ મહિમા

### પદ ૯૫

વારૂં[3]-મ્હારા વીરારે, સંગ ન કરીએ નીચનો રેજી.
નીચપણું નિશ્ચે નરકે લઇ જાય—વારૂં મ્હારા૦ ટેક
આકડીયાના દુધલડાં, અતિ ઘણા ઉજળાં રેજી.
(પણ) તેને પીધે તરત મૃત્યુ થાય—વારૂં મ્હારા૦ ૧

---

૧ કરી-હાથી ૨ શિવા-પાર્વતી ૩ વારૂં-રોકું છુ.

ગંવરી ગાયનાં દુધલડાં અતિઘણાં મીઠડાં રેજી
સાકર ભેળે સ્વાદ અદકેરો થાય.
તેને પીધે કાયા કલ્પ થઇ જાય—વારૂ મ્હારા૦ ૨

બાવળીઓ કાંટાળોરે દીસે અળખામણોરેજી
તેની છાયે અંગને વસ્ત્ર ઉજરડાય, પગમાં શૂળ ભોકાય—વારૂ૦ ૩

આંબલીયાની છાંયારે દીસે રળીઆમણીરેજી
તેની છાંયે તાપ શમી સુખ થાય-
તનના તાપ શમાય—વારૂ૦ ૪

ગુરૂના પ્રતાપેરે જેઠીરામ બોલીઆરેજી,
મારૂં મનડું સંત શરણુ નિત્ય ન્હાય—વારૂ૦ ૫

## કુસંગનો ત્યાગ

### પદ ૯૬

તજ મન હરિ વિમુખનકો સંગ (૨)
તાકે સંગ કુબુદ્ધિ ઉપજે, પડે ભજનમેં ભંગ
કામ ક્રોધ મદ લોભ મોહમેં નિશદિન રહત ઉમંગ
કહા ભયો પયપાન કરાયસે વિષન છોડે ભુજંગ–તજ૦
ખરકો કીયો અગરજા લેપન, શ્વાન ન્હાવાઓ ગંગ
સુરદાસ ખળ કાળી કામળીપર, ચઢે ન દુજો રંગ-તજ૦

## કર્મની ગહનતા

### પદ ૯૭

દેખો કર્મનકી ગતિ ન્યારી ! (ટેક)
સબ નદીઆં જલ મધુર ભરૈયાં, સાગર કીસવિધ ખારી !
દેખો૦ ૧

ઉજ્વલ પાંખ દીની બગલાકું, કોયલ કીસ વિધ કારી-
દેખો૦ ૨

સુંદર નૈન મૃગાકું દીનો પર બન બન ફીરત ઉજારી !
દેખો૦ ૩

મુરખ રાજા રાજ કરતહે, પંડિત ફીરત ભિખારી-
દેખો૦ ૪

હિંમત જૈસી કર્મકી ગઠડી મીલતી તુમકું તુમારી-
દેખો૦ ૫

## ભજનનો મહિમા

### પદ ૯૮

( રાગ-ઝંઝોરી ઠુમરી તીનતાલ )

ભજન બીન ભવજલ કોન તરે (ટેક)
કામ ક્રોધ મદ મોહ બસતહે, મારગમેં પકડે—ભ૦ ૧
કુચ કંચન દોઉ ઘરે પડતહે, સબ જગ ડૂબ મરે—ભ૦ ૨
યજ્ઞ દાન તપ નિર્બલ નૌકા, અધબિચ ટૂટ પરે
બ્રહ્માનંદ કરો હરિસુમરણ, સબ દુઃખ દૂર ટરે—ભ૦ ૪

## કર્તવ્યનો સંદેશ

### પદ ૯૯

( રાગ-ટોડી ત્રીતાલ )

ખબર નહિ આ જગમાં પલકી
સુકૃત કરીલે, રામ સુમરીલે,
ક્યા જાને કલકી—ખબર નહિ૦ ટેક

સત્ય ધર્મ પથ ચલો નિરંતર, કરલો પર ઉપકાર,
દેવ દ્વિજ ગુરુ આજ્ઞા પૂજકે જ્ઞાન ભક્તિ મનધાર—૧

જો સબ દ્રશ્ય દીસે ભ્રમનાના, તાહીમેં બ્રહ્મનિહાર,
દ્વૈત જાલકી ફાંસી તોડકર, કર આનંદ વિહાર—ખબર૦ ૨

દયા ધર્મ રખ ઇશ્વર સમરો બળ યેહિહે હિતકી
રાગ દ્વેષ અભિમાન તજો તુમ વિનતી નાનકકી—ખબર૦ ૩

નાનક નાના હુજીએ જેસી નાની દુબ
વૃક્ષ પાન ફળ ખરત હે દુબ ખુબકી ખુબ—ખબર૦ ૪

## કુસંગીનો ત્યાગ

### પદ ૧૦૦

(રાગ–ખમાચ, ધુમાળી)

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીએરે
મનસાવાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએરે—ધ્રુ

કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ માત ને બાપરે,
ભગિની સુત દારાને તજીએ, કંચુકી તજે જેમ સાપરે-નારા૦૧

પ્રથમ પિતા પ્રહલાદે તજીઆ, નવ તજીયું હરિ નામરે,
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીઆ શ્રી રામરે-નારા૦૨

ઋષિ પત્નિએ શ્રીહરિ કાજે, તજીઆ નિજ ભરથારરે,
તેમાં તેનું કંઇએ ન ગયું, પામી પદારથ ચારરે-નારા૦૩

વ્રજ વનિતા વિઠ્ઠલને કાજે, સર્વ ત્યજીને ચાલીરે,
ભણે નરસૈયો વૃન્દા વનમાં, વ્રજ જીવનસુ મહાલીરે-નારા૦૪

## સંતોષ મહિમા

### પદ ૧૦૧

( ગઝલ )

ખુદાકી બંદગી કરીલે જીવનભર રો નહિ બાબા
પલકકી જીંદગી હય અય દિવાના રો નહિ બાબા—૧
મીલે જો માનસે મીઠાઇ અગર અપમાનસે રોટી
મીલે તો મોઝકર ઉસસે અગર તું રો નહિ બાબા—૨
કદર નહિ બેવફા દુનિયા, મીલા જો સો છીનાવેગા,
રહેગા મોઝસે ભુખા, મરેગા જાનસે બાબા—૩
ખુદાકી મરજીસે જો કુછ, મીલેજો ઇશ્કકા કપડા,
ખુશીસે દિલ લગાકે ફીર, હિંમત તું રો નહિ બાબા—૪

## ઉપદેશામૃત

### પદ ૧૦૨

( રાગ-જાણ્યું જાણ્યુંરે મેં જગતનું સર્વ કંઇ નથી રહેવાનું )

તમે ઓળખોને આતમારામ, ભવજળ તરવાને !
ભજો ભાવે ગુરૂ ભગવાન, પાર ઉતરવાને—ટેક
ખોટો ખેલ ખરો કરી માન્યો, એ બુદ્ધિ કરો દૂરરે,
નામરૂપ સઉ નાશ થવાનું જ્યમ જળનું વહેતું પૂર-ભવ૦૧
મારૂ મારૂ શું કરે જીવડા તારું નથી તલભારરે,
ઘડી ઘડીમાં જો ઘાણુ વળે છે, આ ચટકી તો દીનચાર-ભવ૦૨
અહંકાર અહિ જેને વળગ્યો તેના વાગ્યા બારરે,
સદ્ગુરૂજીની શાન ગ્રહીને, નિર્મૂળ કરો તત્કાળ-ભવ૦૩
ક્ષમા સરલતા શાંતિ રાખી, ધીરજ મન અતિ ધરવીરે,
સમદષ્ટિ સૌની પર રાખી, પરનિંદા પરહરવી-ભવ૦૪

શમદમ સાધન હાથ ધરીને, શ્રવણુ મનન નિત્ય કરવું રે
નિદિધ્યાસને આત્મ સ્વરૂપે સ્થિરચિત અખંડ કરવું-ભવ૦૫
ગુરુભગવાન કૃપાથી આપે, અનુભવના ઉદગારરે,
કરજોડી ગુરુ ચરણે પ્રણમું લળી લળી વારંવાર-ભવ૦૬

## મનને ઉપદેશ

### પદ ૧૦૩ ( રાગ-ભૈરવી. તીન તાલ )

ભજ મન રામચરણ સુખદાયી-ધ્રુવ૦
જિહિ ચરનનસે નીકસી સુરસરી, શંકર જટા સમાઇ
જટાશંકરી નામ પર્યોરે, ત્રિભુવન તારન આઇ—ભજ૦
જિન ચરનનકી ચરન પાદુકા, ભરત રહ્યો લવલાઇ,
સોઇ ચરન કૈવટ ધોય લીય, તબ હરિ નાંવ ચલાઇ—ભજ૦ ૨
સોઇ ચરન સંતન જન સેવત, સદા રહત સુખદાઈ,
સોઇ ચરન ગૌતમ ઋષિ નારી, પરસી પરમ પદ પાયી—ભજ૦ ૩
દંડક વન પ્રભુ પાવન કીન્હો, રૂષિઅન ત્રાસ મીટાઇ,
સોઇ પ્રભુ ત્રિલોકકે સ્વામી, કનક મૃગા પીછ ધાઇ—ભજ૦ ૪
કપિ સુગ્રીવ બંધુભય વ્યાકુલ, તીન જય છત્ર ફિરાઇ,
રિપુકો અનુજ વિભીષણુ નિશીચર, પરસત લંકા પાઇ—ભજ૦ ૫
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, શેષ સહસ્ત્ર મુખ ગાઇ
તુલસીદાસ મારૂત સુતકી પ્રભુ નિજ મુખ કરત બડાઇ—ભજ૦ ૬

## ભકિતની પાત્રતા

### પદ ૧૦૪

જે કોઈ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે
સિંહણુ કેરૂં દુધ હોય તે, સિંહણુ સુતને જરે (૨)

કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે —પ્રેમરસ
સક્કર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે (૨)

ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠાં જળમાં મરે—પ્રેમરસ
સોમવલ્લી રસ પાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે (૨)

વગળ વંશીને વમન કરાવે; વેદ વાણી ઉચ્ચરે —પ્રેમરસ
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ન સરે (૨)

મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચું ન ભરે—પ્રેમરસ
એમ કોટી સાધન પ્રેમ વિના મળે, તદપિ અર્થ ન સરે (૨)
દયા પ્રીતમ શ્રી ગોવરધન ધર, પ્રેમ ભક્તિએ વરે—પ્રેમરસ

## સંતપરીક્ષા

### પદ ૧૦૫

ઓ ભાઇરે શાંતિ પમાડે તેને તો સંત કહીએ!
એના દાસના દાસ થઇ રહીએ—ઓ ભાઇ૦ (ટેક)

વિદ્યાનું મૂળ મ્હારા ગુરુએ બતાવ્યું,
ત્યારે મેંતાનો માર શીદ ખાઇએ;

કીધાં ગુરૂજીને બોધ નવ આપે,
ત્યારે તેના ચેલાતે શીદ થાઇએ-ઓ૦ ૧

વૈદ્યની ગોળી ખાતાં દુઃખ નવ જાયે,
ત્યારે તેની ગોળી શીદ તે ખાઇએ

લીધા વળાવા ને ચોર જ્યારે લુટે,
ત્યારે તેની સોબતે શીદ જાઇએ-ઓ૦ ૨

કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્ર ઉભે,
ત્યારે તેની છાયામાં શીદ રહીએ;-એ૦ ૩

રાજાની નોકરીમાં ભૂખ નવ ભાગે,
ત્યારે તેની એઠે તે શીદ જઇએ–એો૦ ૩

નામ અમુલ્ય મારા ગુરૂએ બતાવ્યું,
ને તેતો ચોટયું છે મારે હૈયે;

મ્હેતા નરસૈયાની વાણી છે સારી,
તો શામળાને શરણે જઇએ–એો૦ ૪

સનાતન ધર્મની પરીક્ષા

પદ ૧૦૬

જુના ધરમ ક્યોને જાણીરે,
હો મારા સંતો જુના ધરમ ક્યોને જાણી, ટેક.

નદી કીનારે કોઇ નર ઉભો,
ને તૃષા તેની ન શમાણી

કાંતો પૂરો મુરખ પોતે કાંતો,
સરીતા સુકાણી. —સંતો૦ ૧

કલ્પતરૂ તળે કોઇ જન બેઠો,
ક્ષુધા ખુબ પીડાણી

નહિ કલ્પ એ બાવળીયો કે,
કાંતો ભાગ્ય રેખા ભેળાણી.—હો સંતો૦ ૨

સદગુરુ સેવે શિષ્ય નવ સુધર્યા,
વિમળ મળી નહિ વાણી;

કાંતો ગુરૂજી જ્ઞાન વિનાનાં
કાંતો પાપી એ પ્રાણી. —મારા૦ ૩

ચિંતામણી મળ્યો પણ તોયે,
ચિંતા ન સઘળી ઓલાણી;
નહીં ચિંતામણી એ નક્કી પથરો,
કાંતો વસ્તુ ન ઓળખાણી. મારા૦ ૪
મળીયું ધન તોય મોજ ન માણી,
કહું એના કરમની કહાણી;
કાંતો ભાગ્ય બીજાનું માનો,
કાંતો ખોટી કમાણી. —હો મારા૦ ૫
અમૃત મળ્યું પણ અમર થયો નહિ,
પીવાની જુક્તિ ન જાણી;
કાંતો ઘટમાં ગયું નહી કે,
કાંતો પીવામાં આવ્યું પાણી, —મારા૦ ૬
ધરમ ને કર્મ કે ભકિત જાણો,
ભેદ વિના ધૂળધાણી,
કહે ગણપત સમજી લ્યો સંતો,
પુરી પરીક્ષા પ્રમાણી. —મારા૦ ૭

## પ્રભુની શરણતા

### પદ ૧૦૭

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ,
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ માલીક સૌનાં
રૂણાનું બંધે આવી મળતું, ખાળ્યું નવ કોઇ નાથી ખળાતું
જગત માત્ર એને આધીન છે, અનાથનો એ નાથ—છે સૌ૦માલીક
(સાખી) નહિં પિંડ આ પોતાંતણો, પોતાનું કાંઇ ન જાણવું
સૌએ શુભાશુભ કર્મને, પોતા તણું જ પ્રમાણવું
જગત માત્ર એને આધીન છે, અનાથના એ નાથ માલીક છે સૌ૦

## નિર્ભય નિશાન

### પદ ૧૦૮

જેને શીર કીરતાર સમર્થ વ્યર્થ તે શીદને ભમેરે શાણા !
જેવા કેસરીકેરા કુમાર નિડર વન વનમાં ભમેરે શાણા (ટેક)
બાળકને ભૂત કહી ભડકાવે, જ્યાં સુધી સમજણ નાહીં
સમજુ થાતાં ભરમ ભાંગતાં, મર્મ લહે મનમાંહી—વ્યર્થ તે૦ ૧
ઇંડાંને બહુ બીક બાજની જ્યાં સુધી પડદે પડીયાં
ગુરુ કૃપાએ પડદો તુટે, ઉડી ગગન ઘર અડીયાં વ્યર્થ તે૦ ૨

## કરણીનો બદલો

### પદ ૧૦૯

( રાગ કવ્વાલી )

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે,
બદલો બુરા ભલાનો, અહીં નો અહીં મળે છે.

ઉંચે ચડે છે જ્યારે, સહુને એ તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે, ત્યારે સમજ પડે છે,

હસતાઓને રડાવે, રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઇ, આખર નહી રહે છે

આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે,
ઇન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

## પ્રેમનો દાવાનળ

### પદ ૧૧૦

(રાગ–કવ્વાલી)

દિવાના પ્રેમના પંથી પ્રિતિના પંથે જાશો ના
સુધા માની એ વિષ પ્યાલા પીશો કે કોને પાશો ના

કીનારા નહીં જડે શોધ્યા વિષમ વમળે ભમી મરશો
એ સાગરનાં અતલ તલમાં હૃદયને કોઈ ખોશો ના

દિવસને રાત રોવામાં નયનમાં નીર ના રહેશે.
બળે છે પ્રેમ દાવાનળ વિમળ જ્યોતિને જોશો ના

## સનમની આંખનાં જાદુ

### પદ ૧૧૧

(રાગ–કવ્વાલ)

દિવાના તે કહે શાણા, સનમના ખ્યાલ છોડી દે
ભર્યો કાં ઇશ્કનો આ જામ, અરે બેફામ ઢોળી દે

કહે પાગલ શી પરવા છે, અમારા ખ્યાલની તમને
અગમ બેરાહની રસમો, ન વસમી લાગતી અમને

તમારા ખ્યાલ જુદા છે અમારા હાલ જુદા છે
અમારી બેવકુફીના રસાળાં ફાળ જુદા છે

સનમનિ આંખનાં જાદુ, જીગરમાં ઘર કરી બેઠા
તમારી આંખને સુઝે, અમે જીવન તજી બેઠા

## શુદ્ધપ્રેમ!

### પદ ૧૧૨ (રાગ ગઝલ)

હૃદયના શુદ્ધ પ્રેમીને, નીગમનાં જ્ઞાન ઓછાં છે,
ન પરવા માનની તોયે, બધાં સન્માન ઓછાં છે.

તરી જાવું બહુ સ્હેલું છે, મુશ્કીલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી ગંગાસ્નાન ઓછાં છે.

પ્રણય કલહે વહે આંસુ, ચુમે ચાંપી હૃદય સ્વામી,
અરે એ એક પળ માટે જીવનનાં દાન ઓછાં છે.

## નશ્વર જીવન

### (વૈરાગ્યોપદેશ)

### પદ ૧૧૩

અરે આ શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે,
ખરે જેમ પીપળ ઉપર પાન પલકમાં ખરી જશેરે
પલકમાં ખરી જશેરે—માટીમાં મળી જશેરે—અરે૦ ૧.

ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના.......રે નથી;
મૂઢ મમતામાં તોયે મરતા, આ અ.......રે મથી.
પામર નર નાદાન.......અરે શું—૨

સાખી– "કાયા કલેવર કારમું, છે ગંદકીનો ઘાડવો;"
"સમજુ જને સમજી જઇ, અભિમાનને વણસાડવો"–અરે૦૩

સાખી– "અભિમાન ફણિધરને નહિ, દુધ પાઇને પેધાડવો
"રાવણ સરિખા રાજવીએ, લીધો નથી કાંઇ લાડવો."–અરે૦૪

કાયાની નશ્વરતા

પદ ૧૧૪

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડિત પુરાણુરે, કોના અમર છે લેખ લખાણા;—રે૦
કાચી છે કાયા આ, માટીની માયા. છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાલક બિચારા લપટાયા.—રે૦
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેણે મુછપર લીંબું ઠરાયા;
કાળના કો'વાડેથી કોણ બચ્યું છે, ભલે રંક કે હોય મહારાયા.—રે૦
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા—રે૦

કાયાની નશ્વરતા

પદ ૧૧૫

રૂપે શું મન રાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડ માંસને રૂધિર ભરેલું મઢયું ચામડે અંગ, (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ.
ભરૂસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો—

ચેતવણીનો સુર

પદ ૧૧૬

ચેત ચેત તું ચતુર સુજાણુ, કાંઇ નથી રહેવાનું! (૨)
રાવણ આદિ રાજા મોટા, મ્હોટા જેનાં રાજરે,
તે તો ક્ષણમાં ક્ષીણ થયા છે, જેમ અગ્નિમાં આજ્ય—કાંઇ
કૌરવ પાંડવ યાદવ યોદ્ધા, જરાસંઘ પૃથુ અંગરે,
મન્વાદિક ઇંદ્રાદિકનો, પણ કાળે કરીઓ ભંગ—કાંઇ

ખોટું સ્વપ્ન જેમ ખોટા મનોરથ, ખોટું મૃગજળ માનરે,
વિશ્વ સકળ પણ ખોટું છે તું શું કરે અભિમાન—કોઈ

રહેવાનું જે એક અખંડિત આતમ આનંદ કંદરે,
નામરૂપ પરપંચ છે મિથ્યા, જડ દુખાદિ દ્વન્દ—કોઈ

સાચા ગુરુને શરણે જઈને સેવા કર નિષ્કામરે
શ્રવણ કરી શાંતિનો મારગ, શોધી લે સુખ ધામ—કોઈ

સાચો અંતરજામી સઘળે સચરાચર ભર સારરે,
ભવદુઃખ તજવા તેને ભજવા, કર જયકૃષ્ણ વિચાર—કોઈ

## વિશ્વની નશ્વરતા

### પદ ૧૧૭

સદા સંસારમાં સુખ દુઃખ સરખે સરખાં માની લઈએ,
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ.

(સાખી) કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ—સદા૦ ૧

(સાખી) પીપળ પાન ખરંતા, હસતી કુંપળીયાં;
મુજ વીતી તુજ વીતસે, ધીરી બાપુડીઆં;
દશાના ઢંગ ઋતુના રંગ જેવા દેખી લઈએ
રાખે જેવી રીતે રામ૦—સદા૦ ૨

(સાખી) કહિ મેહુલો ને માળીઆં, કોમળ છપ્પર ખાટ.
કોઈદિન એવો આવશે, ઢુંઢે ન મળશે વાટ;
સદા સંસારમાં૦—રાખે જેવી૦ ૩

## જુઠો સંસાર

### પદ ૧૧૮

(રાગ–પીલૂ, દીપચંદી)

ઇસ તન ધનકી કૌન બડાઇ,
દેખત નૈનોમેં મીટ્ટી મીલાઇ ! (ધ્રુવ)
અપને ખાતર મહેલ બનાયા,
આપહિ જાકર જંગલ[1] સોયા !—ઇસ૦ ૧
હાડ જલે જૈસે લકડીકી મોલી[2]
બાલ જલે જૈસે ઘાસકી પોલી !—ઈસ૦ ૨
કહત કબીરા સુનો મેરે ગુનીયા,[3]
આપ મુવે પીછે ડુબ ગઇ દુનીયા !—ઈસ૦ ૩

## વૈભવની નશ્વરતા

### પદ ૧૧૯ (ગઝલ)

ફુલા ફુલા કહાં તક, દિલકા ચમન રહેગા,
જબ સાદ હોગા વખ્ત, રંજો મહન રહેગા.
દૌલત નહિ રહેંગી, શાહિ નહિ રહેંગી,
મરનેકે સાથ અપને, દો ગજ કફન રહેગા—ફુલા૦ ૧
તકીયે ન ફરસ મખમલ, કુછ બી ન હોગા વ્હાંપર,
મીટ્ટીકે. ફરસપર, નાજુક બદન રહેગા—ફુલા૦ ૨
અહેલે વકાર અફસર, સબહી મીટ્ટીમેં મીલેંગે
યા બંદ વોહી હોગા, ફીકરે વતન રહેગા—ફુલા૦ ૩
(દુહો) તન ધન સંપત્તિ કોઇ ન આવે સાથ
ઇશ્વરના દરબારમાં જવું ખુલ્લે હાથ—ફુલા૦ ૪

---

૧ જંગલ–સ્મશાન. ૨ મોલી–ભારી. ૩ ગુનીયાં–ગુણવંતા.

## દશ્ય વિવેક

### પદ ૧૨૦

( રાગ-ભૈરવી )

મૈંતો ચાખ થકા સબ ખારા થૂ (૨)
મોહ ધરત કયું ફસત બેઇમાની,
જાની આખર જૂઠ ઝંઝારા—મૈંતો૦ ૧

શબ્દ સુનત હે બહુ વિધ દુનિયા,
હોત હે વિષય પસારા—મૈંતો૦ ૨

પ્રેમસેં ચાહત સ્પર્શત કાંતા,
વિખરત સબ બીર ધારા—મૈંતો૦ ૩

જીસકું નિરખત ચાહસેં દુનિયાં,
હોત હે ચામ ઠઠારા—મૈંતો૦ ૪

જીસકુ ખલક સબ કહત રસ મીઠા,
ઓ તો આપહિ આપહે ખારા—મૈંતો૦ ૫

ગંધ ગ્રહત જો સુગંધ લહી મન,
હોતહેં દુરગંધ ગારા
હિંમતસબ સુખ જલત અંગારા—મૈંતો૦ ૬



## ભક્તની વિરહાવસ્થા (ભક્તિ ઉપદેશ)

### પદ ૧૨૧

( ગઝલ )

મુઝે અય યાર[1] તેરા હિજ્ર[2] અબ ઐસા સતાતા હય !
કે દુશ્મનભી મેરે યહ હાલ પર, આંસુ બહાતા હુંય.
અગર કુછ મુંહસેં કહતે હય, મઝા ઉલ્ફતકા[3] જાતા હય,
અગર ખામોશ[4] રખતે હેંય, કલેજા મુંહકો આતા હુંય—૧

જીને હુએં ઇશ્ક સાદિક[5] વોહ, કહાં ફરીયાદ કરતે હુંએ ?
—હાં કરતે હુંએ (૩)

લબોંપર[6] મહોર ખામોશી,[7] દિલોંમેં યાદ કરતે હુંએ—
હાં કરતે હુંએ (૩)

નહીં હુકમે દફન[8] દેતે, નહીં આતે જનાજેં પર,[9]
વોહ ઘર બયઠે હુવે મીટ્ટી[10] મેરી, બરબાદ કરતે હુંએં
—હાં કરતે હય (૩)—૨

મહોબ્બતકે જો કયેદી હુંએ, ન છુટેંગે વોહ જીતેજી,
સિસકતે હુંએ, બિલગતે હુંએ, તુમ્હીકો યાદ કરતે હય—
—હાં કરતે હુંયે. (૩)—૩

---

૧ યાર-પ્રિતમ. ૨ હિજ્ર-વિયોગ. ૩ ઉલ્ફત, ૪ ખામોશ-ચુપકી. ૫ સાદિક-પ્રેમ. ૬ લબો-જીભ. ૭ મઉનની છાપ. ૮ દફન-બાળવું. ૯ જનાજે-ઠાઠડી. ૧૦ મીટી-જાત.

### પદ ૧૨૨

( કવાલી–ગઝલ )

ઇતના તું કરના સ્વામી, જબ પ્રાણ તનસેં નીકસેં;
ગોવિંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકસે—ટેક

જબ કંઠે પ્રાણ આવે, કોઇ રોગ ન મુઝકો સતાવે;
યમ દર્શન કભી ન દીખાવે,—જબ પ્રાણ તનસે૦ ૧

ચાહે બીંદ્રાબનકા સ્થલ હો, મેરે મુખમેં તુલસી દલહો;
પ્રભુ ચરણ ગંગકા જલ હો—જબ પ્રાણ તનસે૦ ૨

ચાહે બંસી બટકા બટહો, ચાહે કાલિંદાકા તટ હો;
મેરે સાંવરા નિકટ હો,—જબ પ્રાણ તનસે૦ ૩

યમુના તટપેં ખડા હો, બંસરીમેં સુર ભરા હો;
જબ તીરછા પાંવ ધરાહો—જબ પ્રાણ તનસે૦ ૪

જબ શિરપેં મોરમુકુટ હો, મુખડેપે કાલી લટ હો;
યહ ધ્યાન સદા મુજ ઘટહો,—જબ પ્રાણ તનસે૦ ૫

મેરા પ્રાણ નીકલે સુખસેં, તેરા નામ નીકળે મુખસેં;
બચ જાઉં ઘોર નરકસેં—જબ પ્રાણ તનસે૦ ૬

ઉસ વખ્ત જલ્દી આના, મુઝકો નહિ તુમ ભૂલ જાના;
નેપૂરકી ધ્વનિ સુનાના—જબ પ્રાણ તનસે૦ ૭

યહ નેકરશી અરજ હે, માનો તો કયા હરજ હે;
યહ સરકો ગરજ હે—જબ પ્રાણ તનસે નીકસે૦ ૮

## પ્રભુની વિભુતા

### પદ ૧૨૩

( યમન કલ્યાણ રાગ—ભૈરવ )

હમારો ભવ ભય ભંજન રામ! (૨)
સોહિ રામ ઘટ ઘટમેં ઘૂમત,
અન્ય ન ઉનકો ધામ—હમારો ભવભય૦ ટેક

ચિદાનંદ ઘન સ્વયં પ્રકાશી,
નિરાલંબ નિષ્કામ, હમારો ભવભય ભંજન૦ ૧

જાકી સંનિધ સબ જડ વિકસત,
દેહ ઇન્દ્રિ મન પ્રાણ—હમારો ભવભય ભંજન૦ ૨

ચિદાભાસ જાકો જડ ઘટમેં,
ધરત વિવિધ અભિમાન—હમારો ભવભય ભંજન૦ ૩

અવ્યય અક્રિય એક અલૌકિક,
અવિકૃત પૂરન કામ—હમારો ભવભય ભંજન૦ ૪

સો હિ રામ ધાતા વિશ્વેશ્વર,
રંગિન ગુરુ ભગવાન—હમારો ભવભય ભંજન૦ ૫

## ઇશ્વરની વરણી

### પદ ૧૨૪

( ખમાચ, દાદરાતાલ )

મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કોઇ;
દુસરા ન કોઇ સાધો, સકલ લોક જોઇ,
જાકે શીર મોરમુકુટ, મેરો પતિ સોઇ—મેરે૦ ૧

ભાઇ છોડયાં બંધુ છોડયાં, છોડયાં સગાં સોઇ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઇ—મેરે૦ ૨
ભગત દેખ રાજી હુઇ, જગત દેખ રોઇ;
પ્રેમ અશ્રુ સિંચ સિંચ, અમરવેલ બોઇ[1]—મેરે૦ ૩
ભવકે તારણહાર મીલે, સંત રામ કોઇ;
સંત પેર શીર ઉપર, રામ હૃદય હોઇ—મેરે૦ ૪
દધીમથ ઘૃત કાઢ લીયો, ડાર દઈ છોહી[2];
રાણે વિખ પ્યાલો ભેજ્યો, પીય મગન હોઇ—મેરે૦ ૫
અબ તો બાત ફેલ પડી, જાણે સબ કોઇ;
મીરાં એસી લગન લગી, હોની હોયસો હોઇ—મેરે૦ ૬

## જીવનો પશ્ચાતાપ

### પદ ૧૨૫

કોઇ મેરે કામ ન આયો, શ્રી હરિ બિન, કોઇ મેરે કામ ન આયો.
એ જૂઠી માયાકે કારણ, રતનસો જનમ ગુમાયો—શ્રીહરિ૦
કંચન કળશ સુશોભિત રચી રચી, ભુવન સચિત્ર બનાયો,
કાળ પકડકર કાઢત તતક્ષણ, પલ એક રહેત ન પાયો—શ્રી૦
ઘરકી ત્રીયા કહે મેં સંગ ચલુંગી, ધૂતધૂત સબ ધન ખાયો,
અંત સમે વો છુપગઈ ભીતર, એકહિ ડગ ન પહોંચાયો—શ્રી૦
પાલન પોષણ પુત્રકો કીયો ઓતહિ લાડ લડાયો,
ઓ સુત કાઢ લીયો કટી કંચન, અંગ અગનસેં જલાયો—શ્રી૦
અધમ ઉધારણ ગણિકા તારન, વહ પ્રભુ કબહુ ન ગાયો,
સુમરન કીનો ન ધોખો રહ્યો યહ સુરદાસ પછતાયો—શ્રી૦

---

૧ બોઇ-વાવી ૨ છોહી-છાસ,

### ગુરૂ શરણતા

#### પદ ૧૨૬

ભરૂસો દૃઢ ઇન ચરનન કેરો ! (૨)
વ્રજ વલ્લભ નખ ચંદ્ર છટા બીન,
સબ જુગ માહી અંધેરો —ભરૂસો૦
સાધન ઔર નહિ કલિમેં કછુ, જાસો હોત નિવેરો,
સુર કહા કહે દ્વિવિધ આંધરો, વિના મુલકો ચેરો—ભરૂસો૦

### જીવનો પશ્ચાતાપ

#### પદ ૧૨૭

કૌન ગતિ વ્રજનાથ, અબ મેરી કૌન ગતિ વ્રજનાથ !
ભજન વિધુર અસ સમરણ નાહિ, પ્રીરત વિષયકે સાથ—
મહા પતિત અપરાધી પુરણ, ભર્યો હું દુષ્ટ વિકાર;
આપકે શરણે આઇ પર્યો, લીપટાયો ચરણ મહારાજ;
સુરદાસ પ્રભુ પતિત પાવન, કીજે દાસકોદાસ-અબ

### પ્રભુ પ્રાર્થના

#### પદ ૧૨૮

પ્રભુજી ધૂન મચાવ, મ્હારા દેહ મંદિરમાં—
આ કાયા મંદિરનો ઘડનારોં કડીયો છે કામણગારો,
એની શોભા તણો નહિ પાર, સરવે દેહ મંદિરમાં-પ્રભુ૦ ૧
રાતા રાતા રંગની કંઇ જાજમો પથરાવી,
તેની શોભા તણો નહિ પાર, સરવે દેહ મંદિરમાં-પ્રભુ૦ ૨
દ્વારિ દ્વારે ટેકા મુકયા એક દ્વાર ન ચુકયા
મૂર્તિ પોતાની પધરાવી સર્વે દેહ મંદિરમાં પ્રભુ૦ ૩

નોબતો નાડીની વાજે, ઢોલ ધબકારાના,
આસન અંતરના પધરાવ્યાં, સરવે દેહ મંદિરમાં-પ્રભુ૦
જો મંદિર મુકી બાહેર જાશો, તો મંદિર મસીદ જ થાશે,
પુનિત ધામ ઠાલાં રહેશે, તારા દેહ મંદિરમાં-પ્રભુ૦
તો પર્છા ધામ ઠાલાં રેશે તારા દેહ મંદિરમાં-પ્રભુ૦

## નારાયણની અકલતા

### પદ ૧૨૯

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણરે (૨) ટેક
તારી ઇછા તે સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા,
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણાંરે-તું તો૦ ૧
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂ આવે;
તુંજ ડહાપણ જોતામાં નહિ કંઈ રહી મણારે-તું તો૦ ૨
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે!
તેમ તારા કરમાં સર્વેના તાંતણારે -તું તો૦ ૩
એક કળે સઉ જગત હલાવે, ચમક દૃષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયા ગુણ તારા દીસે સોહામણારે-તું તો૦ ૪
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુધ્ધિ હમારી
છોટમ તુજને ભજતાં, ભાગે આ ભવની સઉ ભ્રમણારે-તું તો૦ ૫

## મીરાંની ભકિત

### પદ ૧૩૦

નાથ તુમ જાનતહો સબ ઘટકી, મીરાં ભકિત કરતહે પ્રગટકી
નાહી ધોઇને મીરાં લે સ્મરણી, પુજા કરત શ્રીપતિકી
સાલીગ્રામકુ તુલસી ચડાવે, ભાલ તીલક બીચ ટીપકી
રામ મંદીરમાં નાચત મીરાં તાલ બજાવત ચુટકી

ઝુમઝુમ ઝુમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી.૦
વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી;
ફરી ચરણામૃત પી ગઇ મીરાં, તો અમૃત જૈસી ઘટકી.૦
સુરત દોર પર દોડ રહી મીરાં શીર પર પ્રેમકી મટકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાં ગુણુ,
સુરતા લાગી જૈસી નટકી—નાથ૦
સેવા કરત સંતનકી દાસી હો ગઇ નાગર નટકી—નાથ૦

## પ્રભુ પ્રાર્થના

### પદ ૧૩૧

( રાગ પીલુ-તીનતાલ )

રઘુવર ! તુમકો મેરી લાજ
સદા સદા મૈં શરન તિહારો,
તુમ બડે ગરીબ નિવાજ—રઘુવર ! ૦

પતીત ઉધ્ધારન બિરદ તિહારો,
શ્રવનન સુની અવાજ—રઘુવર ! ૦

મૈં તો પતીત પુરાતન કહીયે,
પ્રભુ પાર ઉતારો જહાજ—રઘુવર ! ૦

અઘખંડન દુઃખ ભંજન જનકે,
યહી તિહારો કાજ—રઘુવર ! ૦

તુલસીદાસ પર કિરપા કરીયે,
ભક્તિદાન દેહુ આજ—રઘુવર ! ૦

## પ્રભુ પ્રાર્થના

### પદ ૧૩૨

(રાગ–કાફી દ્રુત દીપચંદી)

મુખડાની માયા લાગીરે, મોહન તારા, ધ્રુ૦
મુખડું મ્હેં જોયું તારૂં, સર્વ જગ થયું ખારું,
મન મારૂં રહ્યું હવે ન્યારુંરે —મોહન૦ ૧

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું,
તેને કરી તુચ્છ હવે રહેવુંરે —મોહન૦ ૨

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું !
તેવી ઘર વાતે શીદ રાચુંરે —મોહન૦ ૩

પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભય મેં નિવાર્યોરે —મોહન૦ ૪

વ્હાલા મારા વ્રજવાસી, દર્શન દોને અવિનાશી
પ્રભુ પ્યાસી છું હું દીન દાસીરે —મોહન૦ ૫

બાઇ મીરાં બલિહારી, આશા મુને એક તારી
લોક લાજ મેં તો દીધી ડારીરે —મોહન૦ ૬

## હરિસ્મરણની અખંડતા

### પદ ૧૩૩

(કાલિંગડો દીપચંદી તાલ)

નહિરે વિસારું હરિ, અંતરમાંથી નહિરે૦
શ્યામ સુંદર શામળીઆની મુરતી
નીરખતાં નજરો ઠરી —અંતરમાંથી૦ ૧

જળ જમુનાનાં પાણીરે જાતાં
શીરપર મટકી ધરી —અંતરમાંથી૦ ૨

આવતાં ને જાતાં મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી —અંતરમાંથી૦ ૩

વૃંદાવનની કુંજગલીયનમાં,
ગોધન ચારે હરિ —અંતરમાંથી૦ ૪

પીળાં પીતાંબર જરકસી જામા,
કેસર આડ કરી —અંતરમાંથી૦ ૫

મોર મુકુટને કાને કુંડળ,
મુખપર મોરલી ધરી —અંતરમાંથી૦ ૬

બાઈ મીરા કહે પ્રભુ ગિરધર નાગર,
વિઠ્ઠલ વરને વરી-ચરણુ કમળ હું પડી,
અંતરમાંથી નહિરે વિસારૂં હરિ ૭

## આર્તભક્તની અરજ

### પદ ૧૩૪

( રાગ-છાયા, ખમાચ, તીનતાલ )

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજોરે,
મુજને પોતાનો જાણીને પ્રભુ પદ પાળજોરે-ધ્રુવ
પથ્યા પથ્ય નથી સમજાતું, દુખ સદૈવ રહે ઉભરાતું
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે—મારી નાડ૦ ૧
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઇ ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યા છે ટાંચા, વેળા આવજોરે —મારી નાડ૦ ૨
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મ્હારો, નટવર ટાળજોરે —મારી નાડ૦ ૩
કેશવ હરિ મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે ભુધર ભાળજોરે —મારી નાડ૦ ૪

## આર્તભકતની અરજ

### પદ ૧૩૫

( રાગ-બાગેશ્રી, તાલ ધમાર, અગર તવેરા )

દીનાનાથ ! દયાળ ! નટવર ! હાથ મ્હારો મૂકશોમાં
હાથ મ્હારો મૂકશોમાં, હાથ મ્હારો મૂકશોમાં (ધ્રુવ)
આ મહા ભવસાગરે, ભગવાન હું ભુલ્યો પડયો છું !
ચૌદ લોક નિવાસ ! ચપલા કાંત ! આ તક ચૂકશોમાં—દીનાનાથ૰ ૧
ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ
પ્રાણુપાલક ! પોત જોઈ, શંખ આખર પુંકશોમાં !—દીનાનાથ૰ ૨
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મ્હારે
હે કૃપામૃતના સરોવર ! દાસ સારૂં સૂકશો મા—દીનાનાથ૰ ૩
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિ રામ તારૂં !
અખિલ નાયક ! આ સમયે, ખોટે મશે પણ ખૂટશોમાં—દિનાનાથ૰ ૪

## ભકિતની ભાવના

### પદ ૧૩૬

યહ પ્રેમ સદા ભરપૂર રહે, ભગવાન તુમારે ચરણો મેં,
યહ અરજ મેરી મંજુર રહે, ભગવાન તુમારે ચરણો મેં.
જીવનકી મૈને સોપ દિયા યહ,૰ દોર તુમારે હાથો મેં,
ઉદ્ધાર પતન અબ મેરા હૈ, ભગવાન તુમારે ચરણો મેં.
સંસાર અસાર હે સાર નહિ, બાકી ન રહી અબભુખ કડી
મેં હું સંસારકે સાનમેં ભગવાન તુંમારે શરણોમેં
આંખો મેં સુદા યહ ધ્યાન રહે ઓર મન ચરણો મેં લગા રહે
એ અંત સમયકી અરજી હે ભગવાન તુમારે શરણો મેં—
યહ બાર બાર મેં કહેતા હું આગે પ્રભુ આપકી મરજી હે
યહ ભાવ રવીંદ્રાનંદકે હ્રદય ભગવાન તુમારે શરણોમેં—

# ગીતાજ્ઞાન

( કવ્વાલી )

પદ ૧૩૭

ગુરુજી ગીતાકા જ્ઞાન સિખા દો મુઝેં
કૈસે હોતે હૈં યોગ બતા દો મુઝે. ટેક

જન્મ ભર માયા મેં ફસકર, નામ પ્રભુકા ન લિયા,
મુફતમેં જીવન ગંવાકર સંત સંગત ન કિયા;
અપની ભક્તિકા પ્યાલા પિલાદો મુઝે, —ગુરુજી૦ ૧

હમ પાપ દોષો સે ભરે હૈ, જ્ઞાન હમકો દીજીએ,
દુર્ગુણોસે દુર કર ગુરુ, મુકત હમકો કીજીએ,
અપનેં ભકતોકે સાથ મિલાદો મુઝે —ગુરુજી૦ ૨

કર્મ શુભ કીયે ન સીખે, યહ હમારી ભૂલ હૈ,
જગતકી માયા કો સમઝા, યહ સુખો કા મૂલ હૈ;
માયા ઠગણીસે ગુરૂજી બચાલો મુઝે —ગુરૂજી૦ ૩

હમ વિરોધી હૈ બડે, ગુરૂ કીજીએ ભવપાર હે;
જુઠ સબ સંસાર ગુરૂ હરિનામ હી જગસાર હે;
કૈસે નૈયા હો પાર બતા દો મુઝે —ગુરૂજી૦ ૪

મૈ હું જીવાનંદ કહતા, જન્મ જબ હોવે કહી
આપકી સેવા કરૂં ગુરૂ, વખત યોં ખોવે નહીં;
સોયે ગફલત મેં ગુરૂજી જગાદો મુઝે —ગુરુજી૦ ૫



## પાપાનુવાદ.

### પદ ૧૩૮ ( રાગ કાફી તીનતાલ )

રે મન મૂરખ જનમ ગેંવાયો—કરી અભિમાન
વિષય રસ રાચ્યો, શ્યામ શરણુ નહિ આયો—રે મન૦

યહ સંસાર ફુલ સેમરકો, સુંદર દેખી ભુલાયો
ચાખન લાગ્યો રૂઇ ગઈ ઉડી, હાથ કછુ નહિ આયોરે—મન૦

કહાભયો અબ કે મન શોચે, પહિલે નાંહિ કમાયો;
કહત સૂર ભગવંત ભજન બિનું શીર ધુનિં ધુનિ
પછીતાયોરે—મન૦

## પાપાનુવાદ

### પદ ૧૩૯ ( કેદાર તીનતાલ )

મો સમ કૌન કુટિલ ખલ કામી—
જીન તનુ દીયો તાહિ વિસરાયો, એસો નિમક હરામી.-મો૦

ભરી ભરી ઉદર વિષયકો ધાવોં, જૈસે સૂકર ગ્રામી,
હરિજન છોડ હરિ વિમુખનકી નિશદિન કરત ગુલામી-મોસમ૦ ૧
પાપી કૌન બડો હૈ મોં તેં, સબ પતીતનમેં નામી;
સુર પતીતકો ઠૌર કહાંહે, સુનીયે શ્રીપતિ સ્વામી મોસમ૦ ૨

## ભકતને ધન્યવાદ !

### પદ ૧૪૦

ધન્ય જેણે હરિગુણ ગાયા, સંસારમાં (૨)
બીજા સઉ જાણજો ભરમાયા, સંસારમાં —ધન્ય૦

હું ને મારૂં તેમાં પંડિતો પણ ભુલ્યા,
ડહાપણ ત્યજી બેઠા ડાહ્યા સંસારમાં — ધન્ય૦

હાથી ઘોડા સુખપાલ બેઠે શું થયું ?
શું થયું રે મેળવી માયા સંસારમાં — ધન્ય૦

કંઠ સાહીને જમ કાઢશે પલકમાં,
કોઇ રહેશે સુતવિતદારા સંસારમાં — ધન્ય૦

દયા પ્રિતમ ભજો નંદકુંવરને,
સફળ થશે તારી કાયા સંસારમાં — ધન્ય૦

## સાચી સમજણ

### પદ ૧૪૧

સાચું સમજ્યું તેજ ગણાય, વરતનમાં મુકો,
નહિ તો પછી ખાલી વાત, વ્યર્થ અજ્ઞાન બુકો.

રસોઇ કરવી જાણી સુંદર, તેથી પેટ કદી ન ભરાય,
બાજરીઉં ભલે કરે ઢેબરૂ ભુખનો ત્યારે જાય—વરતનમાં મુકો

લાખ રૂપીઆ મુકી રાખે દિન નવ વળે જરાય;
પાંચ પાઇ પણ ખરચે ત્યારે પાન સુપારી ખવાય—વરતનમાં મુકો

અનેક ઔષધ જાણે તેથી, રોગ ન મટે જરાય;
ઔષધ ખાઇ પરેજી પાળે, ત્યારે દુખડાં જાય—વરતનમાં મુકો

તેમ જ્ઞાન જાણે દિન ન વળે, ભજન કરે અઘ જાય;
જાદવ કહે તે જ્ઞાની સાચા નિશદિન હરિગુણ ગાય—વરતનમાં મુકો

## સંતનો સદુપદેશ

### પદ ૧૪૨

છે સર્વ ધર્મનો સાર, જગ કરતાર ભજો!
તજો વિષય વિલાસના છંદ, શુભ સત્સંગ સજો—૧

સમજણનું મૂળજ એક, જગ કરતાર ભજો;
તજો વાત વિતડાં છેક, શુભ સત્સંગ સજો—૨

નથી રહેવાનું અહીં આમ, જગ કરતાર ભજો;
ઠરવાનું શોધો ઠામ, શુભ સત્સંગ સજો—૩

તત્વોનો તારવ્યો તાર, જગ કરતાર ભજો;
સૌ સાચાનું એ સાચ, શુભ સત્સંગ સજો—૪

જાદવનું સાધન એક જગ કરતાર ભજો;
દિલમાં દઢ રાખી ટેક, શુભ સત્સંગ સજો—૫

## નારાયણ સ્મરણ

### પદ ૧૪૩

સાચું સમરણ નારાયણનું, સઘળો સંસાર છે ખોટો;
છે છે છે છે નથી નથી આ, જેમ પાણીનો પરપોટો. ૧

અરે મુરખ શું ભુલ કરે છે, સમજુ થઇ વાળે ગોટો,
પ્રભુ ભજનમાં ના ના કહેતો, દીવાનો થઇ કાઢે દોટયો. ૨

મન ગમતા શણગારો પંહેરી, જુગમાં થઇ ફરતો મોટો;
અણુ ચિન્તો આવી કાળ પકડશે, યમ કિંકર મારે સોટો. ૩

મનુષ્ય દેહ અમુલ્ય મળ્યો છે, પ્રભુ ભજવાનો છે મોકો;
પ્રભુ ભજનમાં કોઇ દિન આવે, ઝોકાં ખાઇ વાળે ગોટો. ૪
મન ઇન્દ્રિયો વશ કરીને, પ્રભુ ભજીને થા મોટો;
સગાં સંબંધી કામ ન આવે, અંતે તારી મૂકશે પોકો. ૫
સુરજ કર જોડી કહે લક્ષ્મી,નારાયણને કેમ મુકો;
મનુષ્ય દેહ વિશાળ મળ્યો છે, પ્રભુ ભજવાનો છે મોકો. ૬

## જ્ઞાનનોમહિમા

પદ ૧૪૪

( રાગ—મધુર સ્વર કયાંથી આ સંભળાય )

જ્ઞાન વિણ મુક્તિ કદિ નવ થાય, કોટિ જન્મ વહી જાય—(ટેક)
મોક્ષ નથી કોઇ દેશ કે દોલત કે લાગવગે પમાય,
ભવભય છેદી અભય સુખ લેવું આપે કૈવલ્ય પમાય—જ્ઞાન૦ ૧
પ્રભુકૃપા દીપ જ્ઞાન પ્રકાશે, પણ દર્શન આપથી થાય,
કર્મ ઉપાસન સ્વર્ગ પમાડે, પુણ્ય ખવાયે પડાય—જ્ઞાન૦ ૨
ભકિત ભગવલ્લોક પમાડે દ્વૈત ન કદિ વિલાય,
પાતક નાશક તીર્થ વ્રતાદિક સંચય પુણ્યનો થાય—જ્ઞાન૦ ૩
પુણ્ય ભોગવતાં પાતક થાશે, રેંટ ઠલવાય ભરાય,
પુણ્ય પાપ સઉ દ્વૈતછુટયાં વિણ જન્મ મરણ ન હણાય—જ્ઞાન૦ ૪
આપ અકર્તા અસંગી છતાં પણ અજ્ઞાને અકળાય !
ગુરૂ ભગવચ્ચરણ શિર નામે સહુજે અજ્ઞાન કપાય—જ્ઞાન૦ ૫
નિજ સપનાના દુઃખડાં બંધન જાગ્યા વિણ નહીં જાય
તત્વ વિચારે ભવભય છુટે, રંગીન અનુભવ ગાય—જ્ઞાન૦ ૬

## મુમુક્ષુતાનિર્દેશ.

### પદ ૧૪૫ (રાગ-ભેરવી ઠુમરી)

સખી અબ છોર તું મહીયર પ્રીતિ
યહીહિ સનાતન નીતિ—સખી અબ૦ ટેક.

દેખ યુવા તન પૂર છવાઇ, ચપલ ભયે દ્રગ ચીતિ-અબ૦ ૧
વિરસ ભયે સબરસ વિષયનકે, બીન રસીયાકી પ્રીતિ-અબ૦ ૨
ખાન પાનકી સાન રહત નહિ, પલટ ગઇ મુખ થીતિ-અબ૦ ૩
નિંદ ન આવત સુખનવપાવત દિન રેન રહત તન ભીતિ-અબ૦ ૪
કબહુ મીલે કયાં નાથહિ મેરો, પલપલ ચિતવત ચીતિ-અબ૦ ૫
મુખસેં કહત નહિ, લાજ સહત નહિ,
દુઃખ યહી જાને જો વીતિ -અબ૦ ૬
ઝુરત ફીરત કયું ચાતક ચિતડા,
બીન ગુરૂ અનુભવ રીતિ -અબ૦ ૭
વિરહ વ્યથા નિશદિન બઢતી હે,
જયોં જયોં ધરત જન ભીતિ -અબ ૮
મંગલ ગુણુ સજી તજી ભયનીતિ,
ગા પ્રેમસેં પ્રભુ ગુણુગીતિ -અબ ૯
ઠેર ઠેર વરખત પિયુ રસઘન,
પીલે અમૃત પ્રીતિ -અબ૦ ૧૦
હરસ પરસ નિજ નાથકો પાકે;
બન મત્ત હિંમત પછીથી -અબ૦ ૧૧

## ભજનની દુર્લભતા ( યોગોપદેશ )

### પદ ૧૪૬

સુરતા લાગીરે જેની, ભ્રમણાઓ ભાગી (૨) ટેક

સુરતા લાગીરે એક સંત પ્રહલાદને,
તાતનો ત્રાસ જેણે હ્રદયે નવ ધરીયો—જેની૦

ખેલ રચાય છે નટનો ચોગાનમાં
દોર વિનાનું બીજું અવર ન દેખે—જેની૦

દીપે પતંગનો જેમ પ્રેમ બંધાણો
તન મન અર્પી જેણે દેહ દમી છે—જેની૦

મચ્છને જળની સાથે પ્રીત બંધાણી
મરતાં લગીરે તેની ઇચ્છા ન ત્યાગી—જેની૦

મરજીવા સંતો જેણે મન વશ કીધાં
પેસી સાગરમાં મોતી વીણીને લીધાં—જેની૦

ભક્તિનો મારગ એવો દોહલો કહે છે
પ્રીતમના સ્વામી તેના હ્રદયમાં રહે છે—જેની૦

## સુરતાનો અભ્યાસ

### પદ ૧૪૭ ( રાગ—સોરઠ )

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદિ ચૂકશે નહિરે (ટેક)
વિધ વિધ વ્યવહારો ભલે કરતા, સઘળું કરતાં છતાં અકર્તા,
દોર ઉપર જેમ સુરતા નટ ચૂકે નહિરે —જ્ઞાની૦ ૧
જળમાં કમળો નિશદિન ન્હાતાં, જળ સંગાથે જળ મય થાતાં
અસંગતા જેમ અંગે છતાં ચૂકે નહિરે —જ્ઞાની૦ ૨

હાવ ભાવ વિધ વિધના કરતી, આડી અવળી વાતો કરતી
હેલ નજરથી યુવતી જેમ ચૂકે નહિરે —જ્ઞાની૦ ૩

રસના રસમાં રસમય બનતી, સ્વાદે સ્વાદે તન્મય થાતી
અલેપતા જેમ લેપ છતાં મૂકે નહિરે —જ્ઞાની૦ ૪

જ્ઞાની ગુરુ ભગવાન મહાત્મા, પ્રપંચરૂપ છતાં પરમાત્મા
નિજ મહિમામાં રમતાં હદ મૂકે નહિરે —જ્ઞાની૦ ૫

## બ્રહ્મની વિભુતા

પદ ૧૪૮

આતમ તનમાં અગમ નિગમમાં
છાયું છુપાયું બ્રહ્મ જગતમાં —આતમ૦ (ટેક)
માટી ઘટમાં તંતુ પટમાં, કનક કટકમાં ચેતન જડમાં—૧

જલમાં સ્થલમાં ચલ અચલમાં
સકલ વિકલમાં, અસલ નકલમાં —આતમ૦ ૨

છાયું મનમાં છુપાયું વનમાં
સમાયું તનમાં, ન માયું ગગનમાં—આતમ૦ ૩

પ્રકટયું ગુરુ ભગવાને કરમાં
ઘરમાં પરમાં સચરાચરમાં —આતમ૦ ૪

## યોગાભ્યાસ

પદ ૧૪૯

નિયમ વિના યોગ નહિ ટકતો
પવન સંચાર રોક કર્યો વિણ
દીપક ડગમગતો —નિયમ૦ ૧

રસના રસમાં રાચી રહ્યો ને
નિદ્રા નાદ ન ગયો —નિયમ૦ ૨

રાત્રે નિદ્રા પરિમિત લેવીને
ભોજન પરિમીત તેવી —નિયમ૦ ૩

શબ્દ વલ્ગના બહુ ન કરવી
માયા ચિંતવન પરી —નિયમ૦ ૪

અંતરનાદ નાભિમૂળ નાદે ત્યાં
નિશદિન સુરતા ધરવી. —નિયમ૦ ૫

## યોગાભ્યાસ

### પદ ૧૫૦ ( ગઝલ )

અગર હૈ શૌક મીલનેકા, તો હરદમ લૌ[1] લગાતા જા,
જલાકર ખુદનુંમાઈકો,[2] ભસમ તનપર લગાતા જા.

પકડ કર ઇશ્કકી[3] ઝાડૂ, સફાકર હિજ્રે[4] એ દિલકો,
દુઇકી[5] ધૂલકો લેકર, મુસલ્લે[6] પર ઉડાતા જા.

મુસલ્લા છોડ તસબી[7] તોડ, કિતાબેં ડાલ પાની મેં,
પકડ દસ્ત[8] તું પીરસ્તોકા, ગુલામ ઉનકા કહાતા જા.
ન મર ભૂખા, ન રખ રોજા,[9] ન જા મસ્જીદ, ન કર સિજદા.[10]

---

૧ લૌ.–ધ્યાન. ૨ ખુદનુમાઇ–અહંકાર. ૩ ઇશ્ક–પ્રેમ. ૪ હિજ્ર–જુદાઇ. ૫ દુઇ–દ્વૈતભાવ. ૬ મુસલ્લો–સાદડી. ૭ તસબી–માળા. ૮ દસ્ત–હાથ. ૯ રોજા–ઉપવાસ. ૧૦ સિજદા–પ્રણામ.

વજૂકા[11] તોડ દે કુજા,[12] શરાબે શૌક[13] પીતા જા.
હમેશાં ખા હમેશાં પી, ન ગફ્લતસે રહો ઇકદમ,
નશેમેં સૈર[14] કર અપની, ખુદીકો[15] તું જલાતા જા.
ન હો મુલ્લાં, ન હો બમ્મન, દુઇકી છોડ કર પૂજા,
હુકમ હે શાહ કલંદરકા, અનલ હક[16] તું કહાતા જા.
કહે મન્સુર મસ્તાના, હક મૈંને દિલમેં પહચાના,
વહી મસ્તોંકા મયખાના, ઉસીકે બીચ આતા જા.

બ્રહ્માનંદ લહરિ

પદ ૧૫૧

(કવિત)

જો દિલ ચાહ ધરે સુખકી કદિ, તો સબસેં પહિલે મન છોરો,
ઓર કભી મન છોર ન દો તો, ઉનકું પલોટકે આપસેં જોરો,
આપસેં જોરનકી જો રીતિ, કામિની જૈસી લગાવત પ્રીતિ,
ચાહ ધરે નહિ ઓર વિષયમેં કંથ રટે દિનરેન ન ભીતિ. ૧
જો પતિકું પ્રિય સો પ્રિય ઉનકું, જો અપ્રિય સો પ્રિય નહિ,
ભાવ ધરે જો ભાવ પતિકો, અંતર કિંચિત દ્વૈત ન કંઇ,
અંતર પ્રીતિ બાહેર ભીતિ, જાન શકે ન કો મર્મકી રીતિ,
ભેદુ ભેદ લહે કો વીરલો, કેમ કથે પરસુ મનવીતી. ૨
જબ એકાંત મીલે તબ કાંતા, કાંતકું ભેટી શાંત પુલે
દ્વૈત લખૈ અલખઇ અદ્વૈત, પીયે રસ મગન બની દેહ ગેહ ભુલે,
કાલ વિલાય કલાય ન કીતનો, દ્રષ્ટા દશ્ય ન ભેદ દીસે
હિંમત આનંદ કૈસે વરણું? વર્ણન રહિત જો વિષય વિષે. ૩

૧૧ વજૂ-હાથપગ ધોવા. ૧૨ કુજા-વાસણ. ૧૩ શૌક-ઇશ્વર પ્રેમ,
૧૪ સેર-મોજ ૧૫ ખુદી-અહંકાર. ૧૬ અનલહક-સોહંમ.

## યોગચર્યાનો આદેશ !

### પદ ૧૫૨

દિલ દરિયામાં...આં આં (૨)
માર ડુબકી ! જીવડા, માર ડુબકી !
ગોતી[1] લેને મોતી, માર ડુબકી—દિલ૦ ટેક

ખારા સમદરમાં છીંપની પાકે !
માંહિ ભાત ભાતનાં મોતી !
ગોતી લેને મોતી, માર ડુબકી ! —દિલ૦ ૧

એક અજબ જ્યોતનું મોહન મોતી,
અમૂલખ મોતીનું મોતી,
ભવ ભવની તો ભાવટ ભાગે
કોઇ વિરલા શોધે એ મોતી ! માર ડુબકી—દિલ૦ ૨

સુત વિત દારા શીશ સમરપે
પરજળતી પાવક જ્યોતિ;
કોઇ મરજીવા એ નાદે લાગે,
તે પામે અજબ એ મોતી ! માર ડુબકી !—દિલ૦ ૩

સમદર સમદર ભટકે દુનિયાં,
ઉપર છીલી સઉ પોતી,[2]
મૂરખ માછલી મારી વેચે,
કથાર[3] લે છે ગોતી ! માર ડુબકી ! —દિલ૦ ૪

---

૧ ગોતી-શોધી ૨ પોતી-હોડકાં ૩ કથાર-કલહ

ભવે ભવે ભલે ભટકયો ભુલી,
નહિ હિંમત હાર હવેથી,
ગુરુ કૃપાથી ગુરુગમ લાધી (હવે)
ગોત નિરાંતે એ મોતી-માર ડુબકી.
તે તું હિ સ્વયંભૂ જ્યોતિ ! માર ડુબકી.
એ અજબ અમૂલખ મોતી-માર ડુબકી—દિલ૦ ૫

## પરાભકિત

### પદ ૧૫૩ ( ઠુમરી )

મેં તો પ્રભુકે દરસકી પ્યાસી (૨)
જ્યાં હિ પ્રભુકે ચરણ શરણ હે, વ્હાં સબ હિ સુખરાશી ટેક
દેખ લીયોં સંસાર હિ સારો, માયિક વ્યર્થ વિનાશી;
ગુરૂ ગમસે સબ સાર નિસાર્યાં, એક અચલ અવિનાશી. —૧
છોડ દીયો સબ મોહ પદારથ, લોક કુટુંબ નાલાશી;
લગની લગી વિભુ અનુપમ રુપસેં, વિલસત વિશ્વ વિલાસી—૨
શમ નવ સાધત દમ ન આરાધત, વ્રત જપ તપ નિમરાશી;
સબ જગ રૂપકો અરૂપ નિરખનો, સબહિ સમય અભ્યાસી મૈતો—૩
હોત ન કછુ ઈચ્છા ન અનિચ્છા, તૃપ્તિ બઢત નિત રાશી;
મત્ત બનત હિંમત તનમનસેં જયોં જયોં લહત સ્વપ્રકાશી મૈતો—૪

## આત્મસમર્પણ

### પદ ૧૫૪ ( ઠુમરી ખમાયચ )

સખિ અબ સબ પિયુ દિલ ભેદ કહ્યો
ભેદ કહ્યો ભવ છેદ ટહ્યો—સખિ૦ ટેક

મૈં દિલ શૌચત ફીરૂ પનઘટ તટ
સંત વિરલ એક ભેદુ મળ્યો —સખિ૦ ૧

કાહેકુ શોચત કાહેકુ રોવત,
બંસી બટપેં નટવર નાથ મળ્યો —સખિ૦ ૨

તન મન ધન નોંછાવર કરકે,
બલિ છલનાર મૈંને છળ્યો —સખિ૦ ૩

રાગ દ્વેષ તજી નાથ હૃદયમેં
પ્રેમ અભેદે ભીંજાઇ ભળ્યો —સખિ ૪

શમ દમ સાધન બીન જયું અબળા,
નાથ નિહાળી સર્વ રળ્યો હિંમત હૈયે સર્વ કળ્યો—સખિ૦ ૫

## અજ્ઞાનનું આવરણ

### પદ ૧૫૫

પાનીમેં મીન પ્યાસી !
મોહે સુની સુની આવત હાંસીરે—પાનીમેં મીન૦
આતમ જ્ઞાન વિના નર ભટકે,
કોઈ મથુરાં કોઈ કાશી રે ! —પાનીમેં મીન પ્યાસી ! ૧

મૃગકે નાભીમેં હે કસ્તુરી,
ઢુંઢત ફીરે બન ધાસીરે ! —પાનીમેં મીન પ્યાસી ! ૨

પિંડ પ્રદાન કરે પિતૃનકો,
ભકિત વિના સબ હાંસીરે !—પાનીમેં મીન પ્યાસી ! ૩

ઘટમેં હિ વસ્તુ મરમ ન જાને,
બન બન ફીર ઉદાસીરે ! —પાનીમેં મીન પ્યાસી ! ૪

કહત કબીરા સુનો ભાઇ સાધુ,
ઘટમેં મીલે અવિનાશીરે! —પાનીમેં મીન પ્યાસી! ૫

જોગી હો કર બસે જંગલમે,
બન બન ફીરે ઉદાસીરે —પાનીમેં બીન પ્યાસી! ૬

પોથી પઢ પઢ પંડિત મુવે,
તો હું ન મીલે અવિનાશીરે —પાનીમેં બીન પ્યાસી! ૭

મસીદ ચઢકર બાંગ પુકારે,
જીભ મુલ્લાં ગઇ ઘાસીરે —પાનીમેં બીન પ્યાસી! ૮

કહત કબીરા સુનો ભાઇ સાધુ,
ગુરૂ બિન ટરે ન ચોરાશીરે —પાનીમેં બીન પ્યાસી! ૯

## સહજ સમાધી.

પદ ૧૫૬

દ્રગ રસ ભર મોરે દિલ છાઇ રહી
છાઇ રહી છલકાઇ રહી —દ્રગ૦

ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઇ,
પલક પલક અલખાઇ રહી —દ્રગ૦

પૂર્ણ ભરી મદ, મંદ વિલાસિની,
નવીન સુધા વરસાવી રહી —દ્રગ૦

દુઃખી સુખી વળી વિધ વિધ રંગી,
ખલક સુરંગ મચાવી રહી. —દ્રગ૦

ભીતર બાહેર ઉપર નીચે
મણીમય મોદ મચાવી રહી —દ્રગ૦

## પ્રભુ પ્રસાદની લ્હેર

### પદ ૧૫૭

( રાગ હવે તો મને પ્રભુ નામની )

અનુકંપા તારી અનુપમ આજ મ્હેં જાણી,
વાણીથી જાય ન વખાણીરે—અનુકંપા—ટેક
ગ્રંથી ભેદાણી મ્હારી, શંકા છેદાણી સઘળી
કર્મની કોટિયો કપાણી
ત્રિવિધના તાપ મ્હારા, ચિંતા અંગારા ઠાર્યાં,
જ્ઞાન ગંગાના પુરમાં આણીરે —અનુકંપા૦ ૧

દૃશ્ય પ્રપંચ સઘળા સમરસ ભાસે પ્રભુ જયું ન અધિકતા હણાણી
ભાવ અભાવ કેરી ભાવના છુટી સર્વે સ્વપ્નાંની બાજી
સમજાણી—અનુકંપા૦ ૨

ગુરુએ ગોવિંદ મ્હારા ઘટમાં પ્રકટાવ્યા તેમાં
મસ્ત રહે છે મન વાણી,
ધન્ય રંગિન છુટી તાણુંતાંણી શાણી
સમતા રાણીથી સુખ માણીરે —અનુકંપા૦ ૩

## અગમ્ય રાહ

### પદ ૧૫૮

( રાગ-કલ્યાણ ત્રીતાલ ગજલ )

તુમ વ્હાં ન આ શકોગે !
જીસ રાહમે ચલતે હે હમ, તુમ વ્હાં ન આ શકોંગે ! (ટેક)
ન ચંદ્ર સૂર્ય પ્રકાશ ભાસે, ન જ્યોતિ અન્ય ઉજાસહેં
ચિન્માત્ર નિત્ય પ્રકટ રહે, તુમ વ્હાં ન આ શકોંગે ! ૧

જહાં પુત્ર કે પરિવાર નહીં, મિત્ર ઔર દાર નહીં,
મન ઇંદ્રિ વિષય ચાર નહીં, તુમ વ્હાં ન આ શકોંગે ! ૨

આશાકી પ્યાસ નહીં, મમતાકી ભૂખ નાહીં,
અહંતા અંધકાર નાહીં તુમ વ્હાં ન આ શકોંગે. ૩

જહાં મરણકા ભય નહિ નિદ્રાકા આવરણ નાહીં
નિરાલંબ સ્થાન જહીં, તુમ વ્હાં ન આ શકોંગે ૪

ન જાગ્રતકે દેખના ન બુદ્ધિસે કુછ પેખના
જહાં આત્મ તત્ત્વ ઉલ્લેખના, તુમ વાં ન આ શકોંગે ૫

વહ રાહ ખાડાં ધાર હૈ, જાનેકા દુનિયાં પારહૈ,
તટ દોરવત્ વ્યવહાર હૈ, તુમ વ્હાં ન આ શકોંગે ૬

જહાં પંડિતો ભરમાતે હૈ, ભક્ત ભય ખાતે હૈં,
ભોગી મર જાતે હૈં, તુમ વ્હાં ન આ શકોંગે ૭

જ્યાં દ્રશ્ય દાહક યાગ હૈ દ્રષ્ટા બડા બલિ ભાગ હૈ
સ્વ પ્રકાશ ચિદઘન આગહૈ વ્હાં તુમ ન આ શકોંગે ૮

વ્હાં બ્રહ્મરસકા પાન હૈ પતિ ગુરૂ ભગવાનહૈ
રંગિન શિરકા દાન હૈ તુમ વ્હાં ન આ શકોંગે ૯

## પરમાનંદની પ્યાલી

### પદ ૧૫૯

(રાગ—હવે મને તો હરિ નામની લહ લાગી)

પીધીરે હવે પરમાનંદ રસ પ્યાલી !
અંગ અંગ લાગે વ્હાલી વ્હાલીરે—પીધીરે૦ ટેક
દીકરા દી'ક્ર્યાને મનમાંથી વિસર્યાં મેં સ્વાર્થી સ્નેહને સંભારી,

કલત્રને કળતર ગણી મનની બળતર મેં હણી,
તનડાં તણા તાપ ઠારીરે —પીધીરે૦ ૧

વિત્તને પિત્ત પેખું, માનને મરણ લેખું, વિષયને વિષની પથારી
જુવાની દિવાની છાની, મોતની મેમાની માની,
મમતાની કીધી આરી કારીરે—પીધીરે૦ ૨

રાગ ત્યાં વિરાગ માનું, ભોગ સાટે જોગ માણું,
ગુરુજ્ઞાનની એ બલિહારીરે —પીધીરે૦ ૩

ઉલટ સુલટ ફરી, નુરત સુરત મારી,
લાગી લાગી લાગી એ ખુમારીરે—પીધીરે૦ ૪

## અંતર્જ્યોતિ પ્રકાશ

પદ ૧૬૦

મારા અંતરમાં જ્યોતિ એક જાગી !
સુભાગી કોઇ વેણુ ઝીલો વેણુ ઝીલો. ટેક
ભગવદ્ ભજને ભ્રમણાઓ ભાગી,
સુભાગી કોઇ વેણુ ઝીલો વેણુ ઝીલો--મારા૦ ૧

જ્યોતિ અલૌકિક જીવન ઉજાળતી,
અંતરના અંધારીયાને પળમાં એ ટાળતી,
ઝાંખી કરાવે નીજ રૂપ, અનુરાગી કોઇ વેણુ ઝીલો--મારા૦ ૨

હેતે હિંમત રસરેલી ઝોલાવે,
તન્મય કરાવી તન તાપ વિલાવે,
સિદ્ધિ સધાવે મ્હોમાગી બડ ભાગી કોઇ વેણુ ઝીલો--મારા૦ ૩

## ધૂનો (લયયોગ)

### (રાગ ભીમપલાસી)

જય કૃષ્ણ હરે જય કૃષ્ણ હરે,
જય કૃષ્ણ હરે શ્રી કૃષ્ણ હરે—(ટેક)
વો નંદનંદન ગોકુલચારી,
વ્રજજીવન વિશ્વમનોહારી,
વો રાસરમણ મુરલીધારી—જય૦
વો કંસ પૂતના મુરમારી,
ગોવર્ધનગિરિવરકરધારી,
ભક્તનકે ભવસંકટહારી—જય૦ ૧.

જય રામ હરે જય રામ હરે,
જય રામ હરે શ્રી રામ હરે....ટેક
રઘુનંદન દંડકવનચારી,
ખરદૂષણ દશકંધર મારી,
સીતાપતિ અધમ પતીત તારી—જય૦ ૨

જય સાંબ હરે જય સાંબ હરે,
જય સાંબ હરે શિવ સાંબ હરે—ટેક
વો શૈલસુતાપતિ ત્રિપુરારી,
ગંગાધર શશિધર શૂલ ધારી
ભકતન કે ભીડ ભંજન કારી—જય સાં.
હિંમત હરિહર યશ બલિહારી—જય૦ ૩.

શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે,
હે નાથ નારાયણ વાસુદેવ દેવ —૪.
નંદ કે લાલા હો મતવાલા

કૃષ્ણ કનૈયા તુંહિ તુંહિ.
ભવ સાગરમાં ડુબી મરતાં
તારક ત્રિકમ તુંહિ તુંહિ. ૫
ગોવિંદ જય જય ગોપાલ જય જય
રાધા રમણ હરિ ગોવિંદ જય જય. ૬

રઘુપતિ રાઘવ રાજા રામ
પતીત પાવન સીતા રામ ૭

જય જય રામ કૃષ્ણ હરિ,
જય જય રામ કૃષ્ણ હરિ.—જય
નવ નીરદ સમ શ્યામ સુંદર હરિ
ગોવ્રજદ્વિજ કૈવારી—જય જય૦ ૮.

શ્લોક

અચ્યુતં કેશવં રામ નારાયણં
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિં
શ્રીધરં માધવં ગોપિકાવલ્લભં
જાનકીનાયકં રામચંદ્રં ભજે
જેના સ્મરણને કીર્તને ન્યૂનતાઓ પૂરી થતી,
યજ્ઞ દાન તપમાંહિ તે, અચ્યુતને નમું પ્રેમથી.
ૐ તત્સદ્ બ્રહ્માપર્ણમસ્તુ,



# પ્રકટકર્તાનાં પુસ્તકો.

કિં. રૂ. આ. પાઇ.

૧. સુદર્શનગદ્યાવલી. .... .... ૫—૦—૦ શીલીક નથી.

૨. ભગવદ્‌ગીતા (પાઠ માટે)... ૦—૨—૦

૩. લઘુ બ્રહ્મનિત્ય ક્રિયા. ... ૦—૪—૦

૪. ભગવદ્ ભજન મંજરી. ... ૧—૦—૦ નવું પુસ્તક

૫. પંડિતપદ્યાર્થપ્રદીપિકા ... .... હવે પછી છપાશે.

૬, બૃહદ્ બ્રહ્મનિત્ય ક્રિયા. (મંત્રભાષ્ય અને રહસ્ય સાથે) ”



**આ સર્વ પુસ્તકો નીચેના ઠેકાણે મળશે.**

**૧. પં. શ્રી હિંમતિરામ શર્મા,**

ભગવદ્ધર્મપાઠશાળા. **માધવબાગ મુંબઇ ૪.**

**૨. પં. નારાયણ મુલજી પુસ્તકાલય.**

કાલબાદેવી રોડ, ઝવેરબાગ, **મુંબઇ. ૨.**

**૩. એન. એમ. ત્રીપાઠીની કું. પ્રીન્સેસસ્ટ્રીટ.**

બીજા પ્રસિધ્ધ બુકસેલરોને ત્યાંથી પણ મળશે.